THE

# Four-Fold Gospel

By

## Rev. A. B. Simpson.

ખ્રીસ્તની

# ચતુર્વિધ સુવાર્તા.

ભાષાંતર કર્તા:

રામા કેશવ ખ્રીસ્તી.

સને ૧૯૨૩.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

કિંમત ત્રણ આના.

# પ્રસ્તાવના.

આ ચતુર્વિધ કે ચાર વિભાગીય સુવાર્તાના પુસ્તકનો મૂળગ્રંથ લખનાર અલાયન્સ મિશનના સ્થાપક રેવ. ડૉ. સિમ્પ્સન હતા. એમણે અમેરિકાના સુપ્રસિદ્ધ ધર્મોપદેશક મૂડીના વખતમાં પોતાની ધર્મસેવાનો આરંભ કર્યો હતો તેથી તેઓ બન્ને સમકાલિન ગણાય છે.

જેમ પુરાતન કાળમાં ભવિષ્યવાદીઓને તેમ ખ્રીસ્તના પછીના સર્વ જમાનામાં દેવ પોતાના સનાતન સત્યની શાહેદીને સારૂ મહાન ધર્મોપદેશકોને અમુક અમુક કાળને અંતરે ઉભા કરતો રહ્યો છે. તે અનુસાર એમ કહી શકાય કે, માર્ટીન લુથરને આસરે ખ્રીસ્ત પરના વિશ્વાસદ્વારેનું ન્યાયીકરણ જગતની આગળ પ્રદર્શિત થયું હતું. તથાપિ ત્યાર પછીના જમાનામાં જોન વેસ્લેને આસરે ખ્રીસ્ત પરના વિશ્વાસદ્વારેથી મળતી પવિત્રાઈના સિદ્ધાંતની પ્રસિદ્ધિ થઈ હતી. પરંતુ હાલના સમયમાં દેવની પ્રસન્નતા પ્રમાણે ડૉ. સિમ્પ્સનની મારફતે આ પુસ્તકમાં આવતા ચાર મોટા સિદ્ધાંતો પ્રદર્શિત થયા છે, એમ કહીએ તો તે અતિશયોક્તિ નહિ ગણાય.

એ ચાર સિદ્ધાંતની એમની દૃઢ માન્યતાને યોગે અમેરિકામાં એમની ધર્મસેવા ઘણી સફળતા પામી છે. વળી વાસ્તવિક રીતે જોઇએ તો એમની સેવાની સફળતાનો એક અચૂક પુરાવો જુદા જુદા ૧૬ દેશોમાં કરેલા એમના સુવાર્તાના પ્રસારમાં મળી આવે છે, એમ કહેવાય.

આ પુસ્તકમાં આવતા ચાર સિદ્ધાંતોને તે પોતાની હયાતી દરમ્યાન યાત્રાકારીના પુસ્તકમાંના સુંદર મહેલની ચાર દિવાલોની ઉપમા આપતાં કહેતા હતા કે, આગળની દિવાલ એ તારણ પ્રાપ્તિ દર્શાવે છે. ઉત્તર ભણીની દિવાલ ખ્રીસ્તી માણસનો જયવાન જીવન ગાળવા માટેનો પવિત્રીકરણનો અનુભવ સુચવે છે. દક્ષિણ ભણીની દિવાલ રોગ દુઃખ તથા હરેક પ્રકારના મંદવાડનું નિવારણ કરનાર પ્રભુથી સાજાપણું પ્રદર્શિત કરે છે; ને પૂર્વ ભણીની દિવાલ ખ્રીસ્ત જે ન્યાયીપણાનો સૂર્ય તથા શાંતિનો સરદાર છે તેનું પુનરાગમન સુચવે છે.

ઇશ્વિરી કે પ્રભુથી સાજાપણાના સંબંધમાં એમણે આપેલું સુંદર દૃષ્ટાંત ઘણું મનનનીય છે. એક વખત એમને એક અવઢ પડેલી

ઑફિસમાં પોતાને કામનાં કંઈ કાગળીયાં શોધવા જવાની જરૂર પડી. પરંતુ અંદર અંધારૂપ હતું, તેથી અજવાળું કરવાનો વિચાર થયો. પણ કંઈજ સાધન મળ્યું નહિ. છેવટ ચુલા તરફ નજર કરી તો રાખ તથા પાછળના ગોખલામા તેલનો સીસો દીઠો. તેજ પળે તે તેલ પેલી રાખ પર રેડી તેને સળગાવવાનો વિચાર એમને સુઝી આવ્યો: ને એમ તેના અજવાળાથી એમનું કામ સારી પેઠે સર્યું. તેને ઉદ્દેશીને તે કહેતા હતા કે, "તેતો મારા સંબંધમાં એક સુંદર દ્દષ્ટાંત થઇ પડ્યું: કેમકે એક વખત એવો હતો કે જેમાં મારૂં શારીરિક બળ પેલી રાખના સરખું બળીને ભસ્મ થઇ ગયું હતું; પરંતુ આહા ! જ્યારે પવિત્ર આત્માના તેલનો ઝરો મળી આવ્યો, ત્યારે હેવે મારા કથળી ગયલા શરીર બંધારણમા પોતાના ભરપુરપણામાંનું ઇશ્વરી સામર્થ્ય રેડ્યું જેણે કરીને મારામાં ચૈતન્ય પ્રફુલ્લતા નથા નવું જીવનું ભરપટે સ્ફુર્યો. વળી હા. દેવના તે તેજ તથા જીવનમા નિર્ગત થયા વિના ચાલું છું. ને મારૂં કામ પુરૂં થાય ત્યા સુધી તેના મહિમાવાન સર્વોશી ભરપુરપણામાંથી બળ પામીને હજુ પણ કામ કરતા રહેવાનો ભરોસો રાખું છું."

આ પુસ્તક વાચનારને પવિત્રીકરણ તથા પ્રભુથી સાજાપણાના સિદ્ધાંતો અસાધારણ કે નવા જેવા લાગશે ખરા; પરંતુ "ખ્રીસ્તે પોતે આપણા મંદવાડ લીધા. ને આપણા રોગ ભોગવ્યા," તથા "ઇસુ ખ્રીસ્ત ગઈ કાલે તથા આજે તથા સદાકાળ તેવો ને તેવોજ છે:" તથા ખ્રીસ્ત આપણે સારૂ દેવ પાસેથી જ્ઞાન તથા ન્યાયીપણું તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો." એ તેમજ તેના જેવાં બીજાં દેવનાં અનંત તથા સત્ય વચનો પરના સાદા વિશ્વાસની રૂએ એ સિદ્ધાંતો પ્રમાણેનો અનુભવ પવિત્ર જીવન ગાળવાની ઇચ્છા ધરાવનાર દેવના ખરા સેવકને સારૂ દુર્લભ તથા અગમ્ય કે માર્મિક છે. એવું કહેવાનું પ્રયોજન રહેતું નથી.

એવી આશા રાખવામાં આવે છે કે, આ પુસ્તક ઉંડા આત્મિક શિક્ષણ સંબંધીના પુસ્તકની ગરજ થોડે અંશે પણ સાર્યા વિના રહેશે નહિ.

**ભાષાંતર કર્તા.**

## ખ્રીસ્તની

# ચતુર્વિધ સુવાર્ત્તા.

## પહેલો વિભાગ.

## ખ્રીસ્ત આપણો તારનાર.

### અધ્યાય ૧ લો.

**અને તેઓ મોટી વાણીએ પોકારીને કહે છે કે, અમારો દેવ, રાજ્યાસન પર જે બેઠેલો છે, તેને તથા હલવાનને તારણસ્તુતિ હોજો. પ્રગટી. ૭: ૧૦.**

જે વેળાએ આખું વિશ્વમંડળ વિનાશ પામી રહ્યું છે, તથા પૃથ્વી પર વસનારા લોકોનાં મન ભયગ્રસ્ત થયલાં છે, તે વેળાએ દેવના રાજ્યાસનની આસપાસ આવેલા પ્રભુના ખંડી લીધેલા લોકોએ પાડેલા પોકારની વાત ઉપરની કલમમાં આવે છે. સ્વર્ગી ધામ પહોંચ્યા બાદ તેઓનો એ પહેલ વહેલો પોકાર છે, એમ કહેવાય. વળી ત્યાં પહોંચ્યા પછી માણસના આત્માના સર્વકાળિક નાશની ગંભીરતા તથા ખ્રીસ્ત પરના વિશ્વાસથી પ્રાપ્ત થતા અનંત જીવનની ભારે આવશ્યક્તાનો અનુભવ તેમને થયો છે; કેમકે ત્યાં રહીને

તેઓએ પૃથ્વીને ડામાડોળ થતી તથા તત્ત્વોને વિખરાઈ જતાં તથા પૃથ્વી પરનાં સર્વ વસનારાંઓને તે મોટી વિપત્તિના આરંભમાં ભયભિત ને કંપિત થતાં દીઠાં છે. આ જગતપર જ્યારે તેઓ હતા ત્યારે દેવે તેમને આખે રસ્તે કેવી રીતે દોર્યા હતા તથા પોતાની જીંદગી દરમિઆન તેઓ કેવાં કેવાં સંકટો વેઠતાં કેવાં કેવાં જોખમોમાંથી બચાવ પામ્યા હતા, એ સઘળું યાદ આવતાં જેણે પોતાની કોમળ કૃપાવડે તેમને સંભાળપૂર્વક ચલાવ્યા હતા તથા સહિસલામત રીતે સ્વર્ગમાં આણ્યા હતા, તે પરમ કૃપાળુ પ્રભુનો પાડ અત્યારે તેઓ માને છે. વળી તેમને સારૂ તૈયાર કરી રાખેલા ઝભ્ભા તથા સોનેરી મુગટો ભણી તેઓ દૃષ્ટિ કરે છે તથા સદા સર્વકાળ ટકી રહેનાર આનંદ જે તેમની આગળ રહેલો છે તે વિષે વિચાર કરે છે; ત્યારે જેણે પોતાને હાથે તેમને સારૂ એ બધું તૈયાર કરી રાખેલું છે તથા જેણે પોતાના હૃદયની ધારણાઓ પ્રમાણે તેમને સારૂ ઠરાવેલું છે, તે પ્રભુને તેઓ નિહાળે છે. તેઓ ગતકાળનો તથા આવનાર ભવિષ્યનો વિચાર કરે છે, ત્યારે જે પ્રભુની મહાન કૃપાવડે એ બધું તેમને પ્રાપ્ત થયું છે, તેના મુખ સામું જોઈને તેઓ એકે અવાજે મોટા આનંદ સહિત પોકાર કરે છે કે, "અમારો દેવ જે રાજ્યાસનપર બેઠેલો છે, તેને તથા હલવાનને તારણસ્તુતિ હોજો."

એજ તારણનો ખરેખરો ચિતાર છે. એવાજ તારણ દાનને સારૂ તેઓએ ખ્રીસ્ત પર વિશ્વાસ કીધો હતો, એમ કહેવાય. હા, એવુંજ તારણ સાધવા ખ્રીસ્તે તેઓને સારૂ

પોતાનો પ્રાણ આપ્યો હતો. હવે, તેઓને એ સંધું પ્રાપ્ત થયું છે. આખરે જે તારણ તેમને આ પૃથ્વી પર પ્રાપ્ત થયું હતું, તેનો સંપૂર્ણ અનુભવ પ્રાપ્ત થયો.

ત્યારે તારણ પામવું, એટલે શું, એ વિષે થોડો વિચાર કરીએ. તારણની પ્રાપ્તિ એ કાંઈ સાધારણ વાત નથી. આપણે કોઈ કોઈ વેળા એવી વાત સાંભળીએ છીએ કે, અમુક ખ્રીસ્તીઓ તો કેવળ ન્યાયી ઠરેલા છે. પરંતુ દેવથી ન્યાયી ઠરવું, એ બહુ ભારે વાત છે. વળી દેવથી આત્માનો પુનર્જન્મ પામવો, એ ધન્યતાની વાત છે. ખ્રીસ્તે પણ એક વેળા પોતાના શિષ્યોને કહ્યું હતું કે, અશુદ્ધ આત્માઓને કાઢવાની શક્તિ ધરાવવા કરતાં તમારાં નામ જીવનના પુસ્તકમાં લખેલાં છે, એ મોટી વાત છે. ત્યારે, તારણની પ્રાપ્તિની રૂએ કેવો અનુભવ થાય છે, તે જોઈએ.

---

## અધ્યાય ૨ જો.

### તારણને યોગે કઈ કઈ વાતોથી છુટકો મળે છે તે.

૧. તારણને યોગે પાપનો દોષ દૂર થાય છે. તે વડે તારણ પામ્યા અગાઉની જીંદગીમાં કરેલાં પાપોની જવાબદારી તથા દંડાજ્ઞાથી છુટકો મળે છે. પાપ સર્વથા સજાને પાત્ર છે. પરંતુ તારણની રૂએ એ સર્વથી આપણને છુટકો પ્રાપ્ત થાય છે, એ નિ:સંદેહ છે. ત્યારે તારણ પામેલા માણસની સ્થિતિ ખરેખર આનંદિત છે, એમ ન કહેવાય શું ?

૨. તારણને યોગે દેવના કોપથી મુક્ત થવાય છે. દેવ સર્વથા પાપને ધિક્કારે છે; તેથી તે કોઇ પણ પ્રકારે પાપ કરનારને શિક્ષા વગર છોડતો નથી. વળી માણસોના સઘળા અન્યાયીપણા વિરૂદ્ધ દેવનો કોપ આકાશથી પ્રગટ થયલો છે, એમ કહેવાય. પરંતુ તારણ પામેલો માણસ તે કોપથી છુટકારો પામે છે.

૩. તારણને યોગે નિયમના શાપથી છુટકો મળે છે. જે વેળા સિનાય પહાડ પર નિયમ આપવામાં આવ્યો તે વેળાનો ભયંકર દેખાવ એટલે વિજળીઓ તથા ગર્જનાઓ તથા હજુ તો તે અપાઈ રહ્યો નહોતો, તે અગાઉ ઈસ્રાએલીઓ પર પડેલો ધાક આપણને યાદ હશે. દેવ તેઓની સાથે એવી રીતે બોલે, એ તેઓ સાંખી શક્યા નહિ, તેથી તેઓએ મુસાને આજીજી કરતાં કહ્યું કે, “તું અમારી સાથે બોલ, ને અમે સાંભળીશું; પણ દેવ અમારી સાથે ન બોલે, રખેને અમે માર્યા જઇએ.” હવે, જો નિયમની સુપરત એવી ભયયોગ્ય હતી, તો નિયમનો ભંગ કેટલો વિશેષ ભયોત્પાદક હોવો જોઈએ! વળી જુઓને, દેશનોજ કાયદો કે નિયમ તોડવામાં કેટલું જોખમ રહેલું છે. થોડા વખત ઉપર અમેરિકાના શિકાગો શહેરમાં કેટલાક બંડખોરોને સજા થઈ; ત્યારે તેઓના છૂટકારાને માટે તેમનાં સગાંસંબંધીઓના હેતભર્યા કાલાવાલા નિષ્ફળ ગયા હતા. તેનું કારણ તો એ હતું કે, નિયમે તેમનો તોટો પકડ્યો હતો, તેથી કરીને ફાંસીએ ગયા વિના તેઓને છૂટકો ન હતો. વળી ઇબ્રાહીમ લીંકનનું ખૂન કરનાર જે વેળા

દેશમાં આમતેમ સંતાતો ફરતો હતો, તે વેળાનો દેખાવ મને યાદ છે. તે વેળાએ નિયમનો અમલ કરનારાઓ બનત, તો તે ગુનેગારની શોધખોળ માટે આખું જગત ખુંદી વળત, એમાં કશો શક નથી; કેમકે ન્યાય તેની પાછળ લાગેલો હતો, ને વહેલો મોડો તેને શોધી કાઢયા વિના રહેનાર નથી, એ વાતથી તે અપરાધીને ઘડીભર પર જંપ વળ્યો નહિ હોય, એમ કહેવાય. તપાસ કરતાં કરતાં આખરે તે પકડાઈ ગયો ! એજ પ્રમાણે દરેક પાપી જે નિયમની સત્તા તળે છે તેની પાછળ દેવનો ન્યાય લાગેલો છે. પરંતુ દેવની સ્તુતિ થાઓ કે, તારણ પામનાર આપણી વતી શાપિત થનાર આપણા વહાલા તારનાર ઈસુ ખ્રીસ્તને આશરે નિયમના શાપથી છૂટી જઈ શકે છે.

૪. વળી તારણને યોગે પાપની ભુંડી યાદ કે સ્મરણ નષ્ટ થાય છે. પાપ કર્યાને લીધે માણસના અંતઃકરણમાં સર્વદા કાળો ડાઘ પડે છે તથા તે સંબંધીનો અનુતાપ હૃદયને કાયમ બાળ્યા કરે છે. વળી હૃદયમાં સર્વદા પાપનો અંધકાર તથા સંશયરૂપી વાદળાં છવાયલાં રહે છે. પાપનું સ્મરણ માણસને એવી રીતે વળગેલું રહે છે કે, પોતાની જીંદગીમાં ઘણાં વર્ષો ઉપર અમુક પાપ કર્યાની તેમજ કોઈ પણ રીતે તેની શિક્ષાથી બચાવ પામ્યાની વાત ઘણાં વર્ષો વિત્યા કેડે પણ તે કાઢે છે. એ ઉપરથી જણાય છે કે, અંતઃકરણમાંનો પાપ સંબંધીનો ખેદ કે અનુતાપ કદી દૂર થતો નથી. કોઈ કોઈ વેળા તેનું વિસ્મરણ થવાથી નિરાંત વળેલી થોડો વખત માલમ પડે ખરી, પણ છેવટે પાછી

જાગૃત થઈને તે યાદ સિંહની પેઠે તેના પર તૂટી પડે છે, એમ કહેવાય. પરંતુ તારણ પામેલાના અંતઃકરણમાંથી પાપની યાદ નાબુદ થાવ છે. વળી તારણને યોગે માણસના હૃદયમાંનો પાપનો અંધકાર તથા આત્મામાંથો ખેદ ઉપજાવનારૂં સ્મરણ નષ્ટ થાય છે, એ ખાતરીપૂર્વક છે.

૫. તારણને યોગે દુષ્ટ અંતઃકરણથી છૂટકો પ્રાપ્ત થાય છે. માણસનું ભુંડું કે ભ્રષ્ટ હૃદય, એ તેની જીંદગીમાંના સધાં પાપોનું ઉત્પતિસ્થાન છે, એમ કહેવાય. પાપપર ધિક્કાર રાખતા છતાંએ માણસનું મન સ્વાભાવિક રીતે પાપ કરવા તરફ વળે છે. દરેક માણસના મનનું વળણ નિરંતર ભુંડાઈ પ્રત્યે હોય છે, એ નિઃસંદેહ છે. જેમ અસલના રૂમી બંદિવાનની સાથે મુએલા માણસનું શબ નિરંતર વળગાડેલું હતું, તેજ પ્રમાણે પાપ પ્રત્યેનું એ વળણ માણસને વળગેલું રહે છે, ને વળી એવું પ્રબળ હોય છે, કે જ્યારે આપણે સારૂં કરવા ઇચ્છીએ છીએ ત્યારે ભુંડું હાજર હોય છે. તે વળણ માણસની ઇચ્છા શક્તિ તથા મનોબળપર જીવતા મૃત્યની પેઠે અધિકાર ચલાવે છે, એમ કહેવાય. તે અતિ કંટાળાદાયક તથા કબરમાંની દુર્ગંધ સમાન છે. વળી તે એરૂના વિષ સમાન હોઇ માણસના નૈતિક જીવનનો સમુળગો નાશ કરે છે ને મૃત્યદ્વારે ઘસડી જાય છે, એમ કહેવાય. પરંતુ ધન્ય છે આપણા પ્રભુને કે, તારણને યોગે તેની સત્તાથી આપણને તે છોડાવે છે એટલુંજ નહિ, પણ આપણને નવો સ્વભાવ બક્ષે છે.

૬. તારણને યોગે મરણની બીકથી છૂટા થવાય છે.

મરણ જેની બીકને કારણે આખા આયુષ્ય ભર દાસપણામાં રહેવાનું થાત, તે છેલ્લા શત્રુનો ડંખ તારણદ્વારા દુર થયો છે. જે વેળા હું નાનો હતો તે વેળા કોઈના મરણ પ્રસંગે વાગતા ઘંટનો અવાજ કાને પડતાં મારા મનમાં ઘણી ધાસ્તી લાગતી હતી. કોઈના મરણની વાત મારાથી સાંખી શકાતી નહતી. પરંતુ ખ્રીસ્તના પ્રેમે કરીને એ સઘળી દેહેશત દુર થઈ છે. મરણ પથારીતો દેવનાં છોકરાંઓને ખરેખર સ્વર્ગના દ્વાર સમાન છે, એમ કહેવાય.

૭. તારણને યોગે સેતાનના અધિકાર તળેથી તથા તેના અંધકારના રાજ્યથી છૂટકો મળે છે. લખેલું છે કે, "દેવે અંધકારના અધિકારમાંથી આપણને છોડાવ્યા તથા પોતાના પ્રિય પુત્રના રાજ્યમાં પાર પાડયા." વળી તારણને યોગે સર્વ પ્રકારનાં દુઃખો તથા સૈતાની પરાક્રમ તથા પાપનાં બંધનોથી મુક્ત થવાય છે. સેતાન તો હાલમાં કેવળ આપણો પરાજીત થયલો શત્રુ છે, એમ કહેવાય. તારણની રૂએ આપણી જીંદગીમાંના શોકવિલાપ તથા સંતાપો ટળી જાય છે. તેની રૂએ નિરાશા રૂપી વાદળાં તથા વારંવાર મુંઝવણમાં નાખનારી ગમગીનતા દુર થાય છે એટલુંજ નહિ, પણ આપણી જીંદગીને મહિમાભરેલા હર્ષથી ભરપુર કરે છે.

૮. એ સર્વ ઉપરાંત તારણની રૂએ અનંત મરણથી આપણો છૂટકો થાય છે. આપણે તારણ પામેલાઓને હવે બહારના અંધકારમાં તથા ભારે વિલાપના ઠેકાણાંમાં જવાનું રહ્યું નથી, એ નિશ્ચયપૂર્વક છે. ખ્રીસ્તે ઉંડાણનાં કે નર્કનાં દ્વાર ઉઘાડીને આપણને આત્માના અનંત મરણનાં બંધનોથી

છૂટા કીધા છે. તે ભારે વેદનાના ઠેકાણા સંબંધી આપણા તારનાર ઈસુ ખ્રીસ્તે કરૂણામય શબ્દોમાં કહ્યું હતું કે, "તેઓનો કીડો મરતો નથી, ને અગ્નિ હોલવાતો નથી." જે જે વાતોથી આપણને તારણને યોગે છૂટકો મળે છે તેમાંની થોડીએક ઉપર જણાવી છે. એવા તારણની પ્રાપ્તિ ખરેખર આનંદ ઉપજાવનારી છે, એમ ન કહેવાય શું?

---

## અધ્યાય ૩ જો.

---

### તારણને યોગે શું શું પ્રાપ્ત થાય છે તે.

૧. તારણને યોગે આપણાં સઘળાં પાપની પુરેપુરી માફી બક્ષવામાં આવે છે, તેમજ વળી સદાને માટે તે દુર થાય છે. આપણે પાપ પેટેનું પુરેપુરૂં દેવું ભરી આપ્યું હોય, તેમ દેવ આપણાં સંઘાં પાપ સમુળગાં ભુંસી નાખે છે. આપણને માફ થયલાં પાપ ફરી કદી આપણી સામે આવશે નહિ, એ નિશ્ચયપૂર્વક છે.

૨. તારણની રૂએ આપણને ખ્રીસ્તનું સંપૂર્ણ ન્યાયીપણું બક્ષવાનાં આવે છે, ને આપણે ન્યાયી ઠરીને દેવની પવિત્ર હજુરમાં પ્રવેશ કરી શકીએ છીએ. જે સર્વ દેવે આપણને કરવાને ફરમાવ્યું હોય તે બધું આપણે પૂર્ણ કીધું હોય તથા નિયમનું સંપૂર્ણ પાલણ કીધું હોય, એવી રીતે દેવ આપણો અંગીકાર કરે છે. પાપનું જે દેવું આપણી વિરૂદ્ધ હતું તે તેણે એક ક્ષણવારમાં ખ્રીસ્ત પર વિશ્વાસ કરતાંની

સાથે માફ કરી દીધું, ને આપણને ખ્રીસ્તનું પુરેપુરૂં ન્યાયીપણું બક્ષ્યું. એ બન્ને વાતો આપણે ધ્યાનમાં લેવી જોઈએ. વળી ખ્રીસ્તનું નિર્દોષપણું તથા પ્રભુ બાપ પ્રત્યેનુ તેનું સઘળું આજ્ઞાપાલણ કે આધિનતા વિશ્વાસદ્વારા આપણાં થાય છે. તેનું દીર્ઘધૈર્ય તથા કોમળતા કે લીનતા આપણને તારણની રૂએજ પ્રાપ્ત થાય છે. જે દરેકેદરેક સેવાકાર્ય તેણે માણસ જાતને સારૂ કીધું હતું, તે જાણે આપણે કર્યું હોય, એમ આપણે લેખે ગણાય છે. એવી રીતે આપણી દરેકે દરેક ખોટી કે ભુંડી વાત તેણે પોતાને શિર ઉપાડી લીધી, ને તેનું સંપૂર્ણ સારાપણું કે ઉત્તમતા આપણને બક્ષી; એમ કહેવાય. એમ ખ્રીસ્ત પરના સાદા વિશ્વાસ વડે તારણની રૂએ સંધાં ઉત્તમોત્તમ કૃપાદાનો પ્રાપ્ત થાય છે. કેવી ધન્ય તારણ પ્રાપ્તિ! ખરેખર, એવા તારણની પ્રાપ્તિ આશ્ચર્યકારક છે!

૩. તારણને યોગે આપણને દેવની પ્રસન્નતા તથા પ્રીતિ પ્રાપ્ત થાય છે. વળી તેના વહાલા દીકરા ઇસુમાં દેવ આપણો સંપૂર્ણ અંગીકાર કરે છે. તેમજ વળી દેવ પોતાના એકના એક દીકરા ઇસુના જેવી પ્રીતિ આપણા પર રાખે છે. જે ક્ષણે આપણે ખ્રીસ્તનો આશ્રો વિશ્વાસથી ધરીએ છીએ, તેજ ક્ષણે દેવ આપણો દીકરા તરીકે અંગીકાર કરે છે. એ કેવી ધન્ય વાત છે!

ડૉ. કરી નામે મેથોડીસ્ટ મંડળીના પાળકે એ સંબંધી એક ઉત્તમ ઉદાહરણ આપ્યું છે. તે એક હોશીયાર લેખક તથા માસિક પત્રોનો અધિપતિ હતો એટલુંજ નહિ, પણ

પોતાની મંડળીને લગતાં ઘણાંખરાં કાર્યોમાં નિકટનો સંબંધ ધરાવનાર હતો. તેણે પોતાની જીંદગીમાં બનેલા એક સુંદર બનાવનું વર્ણન આ પ્રમાણે કર્યું છે. તેને પોતાના મરણ આગમચ થોડા વખત ઉપર એક રાત્રે એવું સ્વપ્ન આવ્યું કે, જાણે તે મરણ પામ્યો,ને સ્વર્ગના દરવાજા આગળ જઈને ઉભો રહ્યો. ત્યાં એક દૂત હતો, તેની પાસે અંદર જવાની રજા માગી; ત્યારે તેણે તેને પુછયું, "તું કોણ છે?" તેણે કહ્યું "હુ મેથોડીસ્ટ મંડળીનો પાળક તથા ત્રિમાસિક પત્રનો અધિપતિ છું." તે સાંભળી દૂતે કહ્યું "એતો ઠીક, પણ હું તને ઓળખતો નથી." મેં તારા વિષે કોઈ દહાડો સાંભળ્યું નથી." તે પછી તેને એક બીજો દૂત ભેટયો, ને પોતાની વાત તેને જણાવી. તે દૂતે પણ કહ્યું, "હું તને ઓળખતો નથી." પરંતુ એટલામાં તેઓમાંના એકે કહ્યું, "ચાલો આપણે ન્યાયાધીશ પાસે જઈએ. તે આને ઓળખે છે કે કેમ તે પુછી જોઈએ." ત્યારકેડે તેઓ ન્યાયાધીશ પાસે ગયા, ને ડો. કરીની જીંદગીની વાત તથા મંડળીમાં તેની કરેલી સેવા વિષે કહી બતાવ્યું. પરંતુ તેમના તરફથી પણ એવોને એવોજ જવાબ મળ્યો કે "હું તને બીલકુલ ઓળખતો નથી." એ સાંભળીને ડો. કરીનું હૃદય છેક આશાભંગ થઇ ગયું. પરંતુ એટલામાં માથે કાંટાનો મુગટ પહેરેલો એક જણ પાસે ઉભો હતો તેણે કહ્યું, "બાપ હું આને ઓળખું છું. હું આને બદલે જવાબ દેવા તૈયાર છું." એ શબ્દો તેના મુખમાંથી નિકળતાં વાર સ્વર્ગમાંની સઘળી વીણાઓ પર આ મધુર સ્વર સંભળાયો કે, "જે હલવાન

મારી નંખાયો હતો તે સ્તુતિ પામવા લાયક છે.” એ પછી તેને સ્વર્ગી ધામના મહિમામાં દાખલ કરવામાં આવ્યો, હવે, એ ઉપરથી જણાય છે કે, જે બધાં બોધ ભાષણો આપણે હ્યાં જગત પર કર્યાં હશે તથા જે બધી સેવા આપણે બજાવી હશે, તે બધાંની કાંઈ વિશેષ ગણના સ્વર્ગમાં થવાની નથી. પરંતુ ખ્રીસ્ત જેણે આપણે સારૂ કંટક મુગટ પહેર્યો હતો તેની સાથેની વિશ્વાસ દ્વારાએ થયલી આપણી સયુંકતા કે એકતા, એજ સૌથી અગત્યની વાત ગણવામાં આવશે. દેવના પ્રિય દીકરા ઈસુમાં આપણો અંગીકાર કે સ્વીકાર થવો જોઈએ. ખ્રીસ્ત પર ખરો તથા જીવતો વિશ્વાસ કર્યાબાદ દેવ જેવી પ્રીતિ પોતાના વ્હાલા દીકરા ઈસુ પર રાખે છે, તેવી આપણા પર રાખે છે. ત્યારે તો આપણને ખ્રીસ્તની સાથે દેવની પવિત્ર હજુરમાં દાખલ થવાનો હક પ્રાપ્ત થાય છે, એ ખાતરીપૂર્વક છે.

૪. તારણને યોગે આપણને નવું હૃદય પ્રાપ્ત થાય છે. વળી તારણની રૂએ આત્માનો. પુનર્જન્મ પણ થાય છે. આપણા મૂળસ્વભાવની ભ્રષ્ટ જીંદગીની દરેકે દરેક વાત નિરર્થક કે નિસ્સાર છે. પરંતુ તારણની રૂએ આપણામાં ઈશ્વરી સ્વભાવ ઉત્પન્ન થાય છે, તેથી કરીને આપણું પ્રાણિક કે દૈહિક જીવન આત્મિક બને છે, એ નિઃસંદેહ છે.

૫. તારણની રૂએ આપણને આત્મિક જીવન ગાળવાને દિન પ્રતિ દિન દેવની કૃપા પ્રાપ્ત થાય છે. તારણ પામ્યા પછીની આપણી સ્થિતિ માફી બક્ષવામાં આવ્યાથી છુટેલા બંદિવાન જેની પાસે પોતાનો નિર્વાહ ચલાવવા સારૂ મુદ્દલ

પૈસા હોય નહિ, તેના જેવી થતી નથી, એ ખાતરીપૂર્વક વાત છે. પરંતુ તારણની રૂએ તો પાપના કારાગૃહમાંથી આપણો છુટકો થાય છે, તે ઉપરાંત આપણી સર્વ ગરજો પુરી પાડવામાં આવે છે. વળી તારણને પ્રભાવે આપણે દેવના મહિમાવાન પરાક્રમમાં હર્ષ કરી શકીએ છીએ. તે પરાક્રમ "આપણને ઠોકર ખાવાથી બચાવી રાખવા, ને પોતાના ગૌરવની સન્મુખ આપણને નિર્દોષ તથા પરમાનંદમાં મુકવા સમર્થ છે."

૬. તારણની રૂએ આપણને દેવના પવિત્ર આત્માની સહાય પ્રાપ્ત થાવ છે. પવિત્ર આત્મા પ્રેમાળ માતાની પેઠે આપણને નિરંતર દિલાસો આપવાને, આપણી નિર્બળતાની સહાય કરવાને તથા ગરજના દરેકે દરેક પ્રસંગ પર કૃપા બક્ષવાને તત્પર રહે છે, એ નિઃસંદેહ છે.

૭. તારણદ્વારા આપણને સર્વ સમયની દેવની હિતકર સંભાળ પ્રાપ્ત થાય છે. તે સંભાળની રૂએ આપણને ખાતરી ઉપજે છે કે, સઘળું એકઠું મળીને આપણે સારૂ ફાયદા-કારક નિવડે છે. તારણ પામ્યા બાદજ આપણને એ વાતની સત્યતા માલમ પડે છે, એમ કહેવાય. વળી ખ્રીસ્ત પરના વિશ્વાસે કરીને આપણે દેવના દીકરા ઠર્યા છીએ, એ સારૂ પૃથ્વી પરનાં તથા આકાશમાંનાં સઘળાં વાનાં આપણે સ્વા-ધિન મુકાય છે.

૮. તારણની રૂએ ખ્રીસ્તી જીંદગીમાં પ્રાપ્ત થતા બધા આશીર્વાદોનું દ્વાર ખુલ્લું થાય છે. તારણ રૂપી દ્વારેથી પ્રવેશ કરીને પવિત્રીકરણ, ઇશ્વરી સાજાપણું તથા સર્વ સમજણ

કરતાં અધિક દેવની શાંતિ વિગેરે કૃપાદાનો પ્રાપ્ત કરી શકીએ છીએ એટલુંજ નહિ, પણ દેવના વચનના દેશનું અપરિમિત કે મનમાન્યું વતન આપણે સારૂ ખુલ્લું મુકાય છે.

૯. તારણને યોગે આપણને સર્વકાળિક જીવન પ્રાપ્ત થાય છે. તારણની પ્રાપ્તિ એ કેવળ સર્વકાળિક જીવનનો અંકુર કે આરંભ છે, એમ કહેવાય; પરંતુ તેનોજ રૂએ સ્વર્ગી મહિમાના ધામનાં દ્વાર ખુલ્લાં મુકાય છે, ને આપણે દેવના [illegible]આસનની સન્મુખ પહોંચ્યા બાદ આપણી આત્મિક [illegible] ને હજુએ યુગોના યુગ દેવની અપરંપાર પ્રીતિનો [illegible] કરવાના સુંદર સંજોગો નિહાળ્યા કરીશું. તે વેળા [illegible] [illegible]ગળ ગવલા દેવના ખંડી લીધેલા લોકોની સાથે [illegible] આ તેમના અનુપમ ગાયનસ્તોત્રમાં ભાગ લેતા [illegible] "અમારે. દેવ રાજ્યાસન પર જે બેઠેલો છે, તેને [illegible]નને તારણસ્તુતિ હોજો."



## અધ્યાય ૪ થો.



**[illegible] પ્રાપ્તિ તથા તે [illegible] પ્રાપ્ત થતા આશીર્વાદો સં[illegible] ઇશ્વરી યોજના કે વ્યવસ્થા.**

[illegible]. તારણ તથા તેને લગતા સઘળા આશીર્વાદો દેવની મહાન [illegible] તથા પ્રીતિ કે કૃપાને આસરે પ્રાપ્ત થાય છે. પોતાના પાપને લીધે પસ્તાનાર હરેક પાપી જે ખ્રીસ્ત પર વિશ્વાસ ધરે છે તેના પ્રત્યેની દેવની મહાન કૃપાનું અભય

વચન આ કલમમાં આપેલું છે. "દેવે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ કે, જે કોઈ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે અનંત જીવન પામે."

૨. તારણ ઈસુ ખ્રીસ્તના ન્યાયીપણાની રૂએ પ્રાપ્ત થાય છે. તેણે આપણી વતી નિયમોનું સંપૂર્ણ પાળણ કર્યું. વળી તેણે આપણે સારૂ સર્વ પરીક્ષણો સહન કર્યાં. જો એકાદ પરીક્ષણમાં તેણે ગફલત કીધી હોત, તો આપણું તારણ સાધવાનો તેનો ઉત્તમ મનોરથ પૂર્ણ થાત નહિ. જે વેળા ઉતાવળા થઈને એકાદ અઘટિત વચન કે વેણ બોલી નાખીને આપણને ક્ષણભરના પરીક્ષણમાં ચુકવાનું બની આવે છે; તે વેળા આપણે ખ્રીસ્તની ધૈર્યતા કે આમોરાનો વિચાર કરવો જોઈએ. ધારો કે, ઈસુએ આપણી પેઠે ભૂલ-થાપ ખાધી હોત તો આપણી અનંતજીવનની આશા અલોપ ન થઇ હોત શું? પ્રભુબાપ પ્રત્યેના આજ્ઞાધિનપણાના પોતાના માર્ગને આપણો તારનાર ખ્રીસ્ત અચૂક તથા અડગ રીતે વળગી રહ્યો હતો, એમ કહેવાય. એવી રીતનાં તેનાં સંપૂર્ણ કૃપાસંપન્ન સદાચરણ તથા આજ્ઞાધિનતા આપણું તારણ સાધવામાં ફળીભૂત થયાં હતાં.

૩. ખ્રીસ્તના મરણે કરીને આપણું તારણ થાય છે. કેવળ તેની આજ્ઞાધિનતા પુરતી નહતી. દેવના ઠરાવ પ્રમાણે તેણે મરણ પામવું, એ અવશ્યનું હતું. વધસ્તંભ પરના તેના વેદના-પૂર્ણ મરણે કરીને આપણાં પાપનું પ્રાયશ્ચિત થયું છે. દેવ આપણાં પાપની માફી ખ્રીસ્તના મરણરૂપ યજ્ઞની રૂએ કરે છે.

૪. તારણ ખ્રીસ્તના પુનરૂત્થાનદ્વારા પ્રાપ્ત થાય છે. મુએલાંઓમાંથી તેનું સજીવન થવું, એ દેવ બાપે તેને સોંપેલા મહાન કાર્યની સિદ્ધિ પર મહોર કે મુદ્રારૂપ હતું, એમ કહેવાય. વળી ખ્રીસ્તનું વિજયી પુનરુત્થાન આપણાં પાપની માફી કે નિવારણને સારૂ દેવના અભય વચનની ખાતરીરૂપ હતું, એ નિઃસંદેહ છે.

૫. તારણ દેવને જમણે હાથે બેઠેલા આપણા તારનાર ખ્રીસ્તની મધ્યસ્થીદ્વારા પ્રાપ્ત થાય છે. દેવની સન્મુખ તે આપણો મધ્યસ્થ કે વચ્ચેતાળો છે. વળી તે આપણે સારૂ મધ્યસ્થી કરવાને સદા જીવતો છે. તેના મધ્યસ્થપણાની રૂએ આપણને દેવની પ્રસન્નતાનો જાગ્રુ અનુભવ થતો રહે છે.

૬. તારણ દેવના પવિત્ર આત્માની કૃપાને આસરે પ્રાપ્ત થાય છે. ખ્રીસ્તના મધ્યસ્થપણાએ કરીને દેવનો પવિત્ર આત્મા આપણાં હૃદયોમાં તથા જીંદગીમાં દેવનું કામ સંપૂર્ણ કરવા સારૂ જગતમાં મોકલેલો છે. તે ન્યાયીપણાના માર્ગમાં આપણાં પગલાં સ્થાપિત કરે છે તથા પોતાના નામની ખાતર તે આપણને ન્યાયીપણાના માર્ગે ચલાવીને આપણા તારનાર ખ્રીસ્તની ગોદમાં સદાને માટે પહોંચાડતાં સુધી પોતાનું કામ છોડીને કદી જનાર નથી.

૭. તારણ દેવની સુવાર્તાને આસરે પ્રાપ્ત થાય છે. તારણ વિષેનું જ્ઞાન દેવની મહાન કૃપાની સુવાર્તાદ્વારા આપણને પ્રાપ્ત થયલું છે. દેવનું એવડું મોટું તારણ પડતું મુકીએ તો આપણે શી તરેહ બચીશું! પાપી માણસો તારણ પામવા સારૂ આપેલા દેવના આમંત્રણ કે તેડાનો સ્વીકાર

કરીને સ્વેચ્છાથી સ્વર્ગમાં પ્રવેશ કરી શકે છે અથવા તો તે સંબંધી બેપરવા કે નિશ્ચિંત રહીને ખુદ પોતાની ખુશીથી પોતાના આત્માનો સર્વકાળિક વિનાશ વહોરી લે છે, એમ કહેવાય. ખ્રીસ્તની સાદી તથા સરળ સુવાર્તાનાં વચનો પર વિશ્વાસ કરીને હરકોઇ પાપી પછી તે ગમે તેવો ભ્રષ્ટ છોને રહ્યો, પણ તારણ પામી શકે છે. દેવ હરેક ખરો તથા સજીવ વિશ્વાસ કરનારને માન આપવા ચહાતો હોય, એમ સુવાર્તાને, "તમારા તારણની સુવાર્તા" એવું નામ આપે છે.

## અધ્યાય ૫.

### તારણ પ્રાપ્તિ સંબંધીની શાસ્ત્ર અનુસાર પદ્ધતિ કે રીતિ.

૧. તારણ પ્રાપ્ત થયા અગાઉ પાપી માણસના મનમાં પાપની ખાતરી થાય છે. દેવ પોતાનું તારણરૂપી દાન બક્ષે તે પહેલાં પાપી માણસને પોતાના આત્માની ભારે ગરજ તથા પાપની જોખમદારીનું ભાન થવું જોઇએ. દેવનો પવિત્ર આત્મા આપણા મનમાં તથા અંતઃકરણમાં એ વાતની ખાતરી કરાવે છે. જ્યાંસુધી માણસને એ વાતોનું જ્ઞાન થતું નથી, ત્યાં સુધી પોતાના તારનાર તરીકે તે ખ્રીસ્તનો અંગીકાર કરી શકતા નથી. પરંતુ જે વેળા પાપી માણસના મનમાં દેવની મહાન દયાએ કરીને પાપ સંબંધીની ભારે લાગણી કે પશ્ચાત્તાપ થાય છે તે વેળા ખ્રીસ્ત તેને અતિ પ્રિય તેમજ મુલ્યવાન લાગે છે, એ અનુભવસિદ્ધ વાત છે.

૨. એટલું થયાબાદ ખ્રીસ્તને પોતાના તારનાર તરીકે માની લેવાને પાપી માણુસની સમજ ઉઘડવી જોઇએ. તેણે ખ્રીસ્ત તેના આત્માનું તારણ કરવાને રાજી તથા શક્તિમાન છે, એ વાતની ખાતરી રાખવી જોઈએ. કેવળ પાપ સંબંધી લાગણી ઉપજે તથા કબુલ પણ કરે તે બસ નથી. જે સૌથી અગત્યની વાત તે તો આ છેકે, તેણે ઇસુનો આશ્રો ધરવો ને પોતાની દૃષ્ટિ તેની ગમ રાખવી. એજ કારણથી ખ્રીસ્ત દરેક તારણ શોધકને આ વચનો કહે છે કે, "જુઓ! મારી ગમ જુઓ, ને તારણ પામો." હરેક જે દીકરાને જોઈને તેના પર વિશ્વાસ કરે છે, તેને અનંત જીવન મળે."

૩. તારણ પાપ સંબંધીના પસ્તાવાએ કરીને પ્રાપ્ત થાય છે. જે માણુસ તારણ પામવા ચાહે છે તેણે પોતાનાં પાપથી અળગા થવું જોઈએ. કેવળ પોતાના પાપ સંબંધી માણુસને ભારે લાગણી કે આવેશ ઉભરાઇ આવે એટલામાંજ પસ્તાવાનો સંપૂર્ણ અર્થ આવી જતો નથી; પરંતુ માણુસની સંપૂર્ણ ઇચ્છા તથા હેતુ કે ભાવના પાપ પ્રત્યેથી ફેરવીને દેવની ગમ વાળવાં, એ વાતમાં પાપના પસ્તાવાનો સંપૂર્ણ અર્થ સમાયલો છે.

૪. તારણ ઇસુની પાસે આવવાથી થાય છે. પાપી માણુસ પાપથી ફરે, એટલું બસ નથી; તેમજ એટલેથી પતે એમ નથી. લોટની સ્ત્રીએ સદોમમાંથી નીકળીને તે તરફ પોતાની પીઠ ફેરવી, છતાંએ તે સોઆરમાં પહોંચવા પામી ન હતી. એ માટે પોતાનાં પાપ મુકી દઇને—હા, નાખી દઇને—ખ્રીસ્તનો આસરો ધરવો જોઇએ.

૫. તારણ ખ્રીસ્તને તારનાર તરીકે માની લેવાથી પ્રાપ્ત થાય છે. પોતાને ખ્રીસ્ત તારણ આપે, એ સારૂ કેવળ તેના પર હાંક મારવામાં સંતોષ માનવાનો નથી; પરંતુ તેણે આપેલાં વચનો પર વિશ્વાસ આણીને–હા, તે વચનો પર અઢેલીને કે ટેકીને–ખૂદ તે આપણો તારનાર કે ખંડી લેનાર છે, એવો વિશ્વાસયુકત ઠરાવ કરીને પોતાના હૃદયમાં તેનો સ્વીકાર કરવો જોઇએ.

૬. તારણ ખ્રીસ્તે આપણો અંગીકાર કર્યો છે તથા દેવ જેણે વચનો આપ્યાં છે તે વિશ્વાસુ છે, એવું માનવાથી પ્રાપ્ત થાય છે. એવા પ્રકારના વિશ્વાસ કે ભરોસા પરત્વે તારણની મીઠી ખાતરી તથા દેવની ખરી શાંતિ હૃદયમાં આવે છે. વળી આપણે દેવનાં વચનો પર વિશ્વાસ કીધો છે એને લીધે તેનો પવિત્ર આત્મા આપણા પર મુદ્રા કરીને આપણા આત્માની સાથે એવી સાક્ષી પુરે છે, કે આપણે દેવનાં છોકરાં છીએ.

૭. તારણ ખ્રીસ્તને આપણા તારનાર તરીકે કબુલ કરવાથી પ્રાપ્ત થાય છે. અંતઃકરણના વિશ્વાસે કરીને ખ્રીસ્તને તારનાર તરીકે માની લેવાની તથા મ્હોડે કરીને તેને કબુલ કરવાની વાત ખાસ અગત્યની છે. એવા પ્રકારની આપણી કબુલાત કરારનામા સંબંધીની અનુમતિ તથા લગ્નવિધિની ગંભીર સંમતિ સમાન છે. વળી તે વડે દેવને કરેલું આપણું સ્વાર્પણ નિશ્ચિત તથા મુદ્રિત થાય છે.

૮. તારણ રૂપી સનાતન જીવત દાનમાં ખ્રીસ્તમાં મળી રહીને ગાળેલા ઉત્તમ ખ્રીસ્તી જીવનની અભિવૃદ્ધિ કે

વિકાસનો પણ સમાવેશ થાય છે. તારણ સંબંધી એક વેળા પૂર્ણ ખાતરી થયા પછી તે સંબંધીના કામનો પાયો ફરી નાખવાની અગત્ય રહેતી નથી, એ યાદ રાખવું. તે સંબંધી એમ કહેલું છે કે, "જેમ તમે ખ્રીસ્ત ઈસુ પ્રભુને માની લીધો છે તેમ તેનામાં ચાલો."

## અધ્યાય ૬ ઠ્ઠો.

### તારણને પવિત્ર શાસ્ત્રમાં આપેલાં બીજાં અર્થસુચક નામો.

૧. તારણને દેવનું તારણ કહેલું છે. તે ઉપરથી સાફ જણાય છે કે તે માનવકલ્પિત કે યોજીત નથી. દેવ એકલો તેનો યોજનાર તથા ઉત્પાદક છે; વળી તેના વિના બીજો કોઇ માણસોનો તારનાર નથી, એ નિઃસંદેહ છે.

૨. તારણને તે પામનારાઓને ઉદ્દેશીને, "તમારૂં પોતાનું તારણ", એવું પણ નામ આપેલું છે. તેમ કહેવાનું કારણ એટલુંજ કે, કેવળ માણસો તેનો લાભ લઈ શકેછે.

૩. તારણને "સામાન્ય તારણ" કહેલું છે; કારણ કે જે કોઈ તેને વિશ્વાસથી સ્વીકારી લે તેને સારૂ તે મફતોમફત છે.

૪. તારણને "મોટું તારણ" કહેલું છે; કારણ કે તે સંપૂર્ણ તથા માણસની સર્વ ગરજો સારે, એવું અખૂટ છે. તેની રૂએ આપણી સર્વે ગરજો પુરી પાડવામાં આવે, એવું તે અમિત છે.

૫. તારણના અધિકારી ખ્રીસ્તને "તારવાને શકિતમાન" કહેલો છે; કારણ કે હરકોઈ પાપી જે પોતાના પાપનો પસ્તાવો કરે છે તે ગમે તેવો દુર્બળ તથા ભ્રષ્ટ છોને રહ્યો; તો પણ ખ્રીસ્ત તેને પુરેપુરો તારવાને શકિતવાન છે, એમાં કશો શક નથી.

૬. તારણને પાસેનું (સુલભ) તારણ કહેલું છે. "તું તારા અંતઃકરણમાં ન કહે કે આકાશમાં કોણ ચઢશે, (એટલે ખ્રીસ્તને નીચે લાવવાને;) અથવા એ કે, ઉંડાણમાં કોણ ઉતરશે ? (એટલે ખ્રીસ્તને મુએલાંમાંથી ઉપર લાવવાને). પણ તે શું કહે છે? એ કે, વાત તારી પાસે, તારા મ્હોંમાં તથા તારા અંતઃકરણમાં છે, એટલે વિશ્વાસની જે વાત અમે પ્રગટ કરીએ છીએ તે, કે, જો તું તારે મ્હોડે ઇસુને પ્રભુ તરીકે કબુલ કરીશ, ને દેવે તેને મુએલાંઓમાંથી પાછો ઉઠાડયો, એવો વિશ્વાસ તારા અંતઃકરણમાં કરીશ, તો તું તારણ પામીશ."

ઉપરની કલમ પરથી જણાય છે કે, આપણને ખ્રીસ્ત મળે, એ સારૂ આપણે કોઈ ઉચ્ચ કે ઉન્નત સ્થિતિ ધારણ કરવી પડે એમ નથી અથવા તો કંઇ ગુઢ કે અગમ્ય જ્ઞાનાનુભવમાં ઉતરી પડવાનું પણ નથી; પરંતુ આપણે જ્યાં હોઈએ ત્યાંજ ખ્રીસ્ત આપણને ભેટવા તૈયાર હોય છે. અર્થાત તારણ આપણા રહેઠાણના દ્વાર આગળજ છે, એમ કહેવાય. ખ્રીસ્ત પ્રભુ આપણી સમીપ કે સન્નિધજ છે, તેથી તારણ પામી લેવાનું ઘણું સુગમ છે. પુરાતન કાળમાં દેવે વેદીને પગથીયાં બનાવવાની મના કરેલી હતી, કારણકે, એમ

હોત, તો કોઈ ગરીબ પશ્ચાત્તાપી પાપી કંપિત પગલે ઉપર ચઢવાની હિંમત ધરી શકત નહિ. પ્રિય વાંચનાર, જો તમે તારણ પામ્યા વિનાના હો, તો જેવી સ્થિતિમાં તમે આ ઘડીએ છો તેવીજ સ્થિતિમાં તમને એમનાએમ સ્વીકારવાને પ્રભુ ઈસુ તત્પર છે. જ્યાં હોઈએ ત્યાં ને ત્યાં ને આજ ઘડીએ આપણે ખ્રીસ્તનું તારણ સ્વીકારી શકીએ છીએ. આપણે ગમે તેવી અધમ સ્થિતિમાં હોઇએ તેનો વિચાર નહિ કરતાં, વિશ્વાસથી પ્રભુ ઈસુનો અંગીકાર કરીએ, તો તારણનો જેવો અનુભવ આપણે મેળવવા ઈચ્છતા હોઇએ તેવા અનુભવમાં તે આપણને જીવનભર દોરી લેશે, એ નિઃસંદેહ વાત છે.



## અધ્યાય ૭ મો.

**તારણને શા શા કારણથી સુવાર્તા કે ઉત્તમ વધામણી કહે છે તે.**

૧. તેની કિંમત કે યોગ્યતા અધિક છે તેથી. જે કોઈ એ તારણ સ્વીકારી લે છે તેને અખૂટ આશીર્વાદની પ્રાપ્તિ થાય છે.

૨. તારણ મફતોમફત મળે છે તેથી. તે વગર કિંમતે કે વગર મૂલ્યે બક્ષવામાં આવે છે.

૩. તારણ પ્રાપ્ત કરવાની સગવડ કે સુગમતા અધિકાધિક છે તેથી. ભ્રષ્ટમાં ભ્રષ્ટ પાપીને પણ જેવી છે તેવીજ સ્થિતિમાં તે પામી લેવાની અનુકુળતા કે સુગમતા પુષ્કળ છે.

૪. તારણ સર્વ માણસોને સારૂ છે તેથી. જે ચાહે તે લે, ને જીવે એમ છે.

૫. તારણ સંબંધીના આશીર્વાદો અડગ કે નિશ્ચિત છે તેથી. તે સદાસર્વકાળને માટે બક્ષવામાં આવે છે. "હું તમને ખચિત ખચિત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, ને મારા મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે; ને તેનો નાશ નહિજ થશે."

૬. તારણને લગતા આશીર્વાદો સનાતન કાળ પર્યંત ટકી રહેનાર છે તેથી. સૂર્ય બળીને ભસ્મ થઈ ગયો હશે, તથા આ પૃથ્વી પરનાં તત્ત્વો વિખરાઈ ગયાં હશે, આકાશો બદલાઈ ગયાં હશે તે વેળાએતો હજુ તારણના અક્ષય આશીર્વાદોનો આરંભ માત્ર થયો ગણાશે, એવું તે ટકી રહેનાર છે. કરોડો વર્ષોનો કાળ આપણને સ્વર્ગમાં રહ્યાને વહી ગયા પછી પણ હજુ આપણને પ્રાપ્ત થયલા તારણના રહસ્યના મર્મ કે ભેદ વિષેનું કેવળ પ્રમાણું જેટલું જ્ઞાન પ્રાપ્ત થયું હશે, એમ કહેવાય. ખ્રીસ્તને આસરેના તારણની ધન્ય સુવાર્તા દેવે આપણને આપી, માટે તેની સ્તુતિ થાઓ.



## અધ્યાય ૮ મો.

**દેવનું મોટું તારણ પામી લેવા તથા બીજાઓને તે પ્રગટ કરવા સંબંધીની આગ્રહભરી દલીલો.**

૧. તારણ પામી લેવાની વાત દરેક માણસની પોતાની પસંદગી તથા સ્વેચ્છા પર રહેલી છે. તારણ પામી લેવાનો

લાગ મળ્યા છતાં તેનો ઈનિકાર કે અનાદર કરવો, એ ભારે જોખમદારીભરેલી વાત છે. તારણ આપણી પસંદગી પર રાખેલું છે, એ વિચારવા જેવું છે. તે સ્વીકારવાની બાબતમાં આપણી સ્વતંત્ર ઇચ્છા પર કોઈ પ્રકારનું દબાણ નથી. આપણે સ્વેચ્છાપૂર્વક તેનો સ્વીકાર, નહિતર ઈન્કાર કરીએ છીએ.

૨. આપણા આત્માના તારણની ભારે જવાબદારી આપણે શિર રાખેલી છે. કોઈ ભારે મુલ્યના મોતી સમાન આપણો જીવાત્મા આપણને બક્ષેલો છે. એ માટે તે અતિ મુલ્યવાન સ્થાપણ કે અનામતનો યથાયોગ્ય વહીવટ કે ઉપયોગ કર્યાનો જવાબ તે દિવસે દેવ આપણી પાસે માગશે, એ ખાતરીપૂર્વક છે. જો આપણે તે પવિત્ર તથા દિવ્ય અનામતનો નાશ કરીશું, તો જે વેળા આખી પૃથ્વીના ન્યાયાધીશ પ્રભુની સન્મુખ ઉભા રહેવું પડશે; ને તેના મુખમાંથી આ ભયંકર સવાલ નીકળશે કે, તારો જીવાત્મા કયાં છે? અર્થાત તારા જીવાત્માની શી ગતિ થઇ છે; તે વેળા આપણી હાલત કેવી ભયંકર થશે !

૩. આપણા ઉદ્ધારને સારૂ ખ્રીસ્તનું મુલ્યવાન રક્ત વહેવડાવવામાં આવ્યું છે. તે રક્તનો ઇન્કાર કે અનાદર તથા તિરસ્કાર કર્યાનો ભારે દોષ આપણે લેખે ગણવામાં આવશે. તારણદાન પડતું મુકયાનો અપરાધ તે પવિત્ર રક્ત પગ તળે છુંદ્યાના જેટલોજ ભારે છે. જો કોઈ માણસના દીકરાનું લોહી તેને આંગણે પડયું હોય, તો તે કેટલું પવિત્ર ગણાય છે. તે માણસનો કોઈ કટ્ટો શત્રુ પણ મરનાર દીકરાનું લોહી ઓળંગવાની હિંમત ચલાવી શકે નહિ; તો પછી

ખ્રીસ્ત જેણે સનાતન આત્માથી આપણા આ આખા જગતનાં માણસોનાં પાપને સારૂ પવિત્ર હોમ કે યજ્ઞ કર્યો છે, તેના રકતનો અનાદર જો પાપી માણસો કરે, તો દેવ તેઓનો છૂટકો શી તરેહથી કરશે! દેવે આખા જગતને સારૂ મોટો ઉદ્ધાર સિદ્ધ કીધો છે. એવું તારણ સિદ્ધ કરતાં દેવને ભારે કીમત ભરવી પડી છે, ને તે માણસોને સારૂ અતિ મુલ્યવાન છે; તો પછી જે માણુસ એ તારણદાનને હલકું ગણે તેની મૂર્ખાઇનો તો પારજ રહ્યો કહેવાય નહિ. આપણે સારૂ તે સુલભ કરવાને ખ્રીસ્તે વેદનાપૂર્ણ દુઃખ ઉઠાવ્યું છે. તો શું આપણે એવા તારણને બેપરવાઇથી હલકું ગણવું જોઈએ? અરે, પ્રિય વાંચનાર, જો તમે તારણ ન પામ્યા હો, તો તમારા પોતાના આત્માના તારણ વિષે તથા તમારા જેવા બીજા લોકો જેઓ તમારી આસપાસ વસે છે તેઓના આત્માના તારણ વિષે જેટલી કાળજી અત્યારે રાખતા હો તે કરતાં વત્તી રાખવાનું મન પર લો તો કેવું સારૂં!

૪. "હમણાં જ" તારણ પામવાનો સમય છે, એવું શાસ્ત્રમાં સાફ દર્શાવેલું છે. તારણનો સ્વીકાર આજ ઘડીએ કરવો, નહિતો પછીથી રખેને તેવો લાગ કદી મળે નહિ! માણસના જીવનની દોરી ઘણી ટુંકી છે; કયારે તેનો અંત આવે તે કોઇથી કહેવાય નહિ. "જુઓ હમણાંજ તારણનો દિવસ છે," એવો જે ઉદ્‌ગાર ખ્રીસ્તના એક પ્રેરિતે કાઢેલો છે, તે યથાર્થ છે.

૫. તારણના મુદ્દાઓ કે હક દાવાઓ સર્વકાળ માટેના છે. દેવે કીધેલા ઠરાવો અચળિત છે. એક વાર દેહ છોડયો

એટલે માણસનો આત્મા આ જગતમાં પાછો આવી શકતો નથી; તેમજ પોતાના આત્માનું તારણ સાધવાનો બીજો લાગ મળી શકતો નથી, એ નિઃસંદેહ છે. જેમ દસ કુમારીઓની બાબતમાં બન્યું તેમ ખ્રીસ્ત રાજાએ ઉઠીને સ્વર્ગનું દ્વાર બંધ કીધું, તો પછી માણસના આત્માને સદા સર્વકાળ પર્યંત સ્વર્ગ બહાર રહેવાનું નિર્માણ થયું સમજવું. જેઓ તારણ પામવા વિષે બેપરવા રહે છે તેઓ સર્વને તે વેળા આવાજ પોકાર પાડવાનો વારો આવવાનો છે, "અરે, મેં તારણ પામવાનો મારો લાગ ખોઈ નાખ્યો! હવે હું શું કરૂં! એમ સમય વીતી ગયો છે." દેવના સત્ય તથા પવિત્ર શાસ્ત્રમાં માણસના પુનર્જન્મ કે બીજા અવતારમાં તારણ પામવાનો લાગ મળ્યાની વાત આવતીજ નથી, એ ખાતરીપૂર્વક છે.

૬. જો આ જીવનમાં તારણ પામી લેવાનો લાગ કે તક ગુમાવી દીધા, તો પછી તે સંબંધમાં કોઈ બહાનું કહવાનું ચાલતું નથી. તારણ માણસોની આગળ ધરવાની કે રજુ કરવાની બાબતમાં કંઈ કાર્ય બાકી રાખ્યું નથી. હા, તે સિદ્ધ કરવામાં કેવી ઉન્મોન્નત મનોભાવના તથા પ્રીતની ઉભરાતી [illegible] રીતે ખરચી નાખવામાં આવી છે. તારણ સિદ્ધ કરવાને સારૂ જે સંધુ કરી શકાય તે સંધુ કરવામાં આવેલું છે. તારણ માનવ સ્થિતિ કે પ્રકૃતિને અનુકુળ તથા સરળ કે સુગમ કરી મૂકેલું છે. માણસ સહેજે કરીને તે સ્વીકારી શકે, એવા પ્રકારની સરળતા કે સુગમભરી વ્યવસ્થા કીધેલી છે. અરે, જો માણસો તે પામવાની કેવળ ચાહના

બતાવે, તો દેવે તે સારૂ સર્વ કૃપા, પશ્ચાત્તાપ અને વિશ્વાસ જેવાં ઉત્તમોત્તમ દાનો બક્ષવાની સગવડતા કરી રાખી છે. તેમ છતાંએ જો વળી કશાની ખોટ કે અછત જણાય, તો હે પ્રિય વાંચનાર, દેવ પોતાના અનંત ભૂજો પસારીને પોતાની ગોદમાં તમને ઉંચકી લે એમ છે. વળી તે ખૂદ પોતાનો વિશ્વાસ રૂપી જીવનશ્વાસ તમારામાં ફુંકશે, ને તમે પોતે પોતાની મેળે આત્મિક રીતે ચાલવાની શક્તિ ધરાવતા થઈ જાઓ, ત્યાં સુધી તે પોતે તમને ઉંચકીને ફેરવે એમ છે. તો પછી, અરે પાપીઓ તમારે બીજું શું જોઇએ? તારણ તમારા મ્હો આગળ ધરવામાં આવેલું છે. અરે, જો પાપી માણસો, તમારો જીવાત્મા સદાકાળિક વિનાશ પામે, તો તેનુ કારણ એ નથી શું કે, તમે તમારા આત્માના શત્રુ શેતાનની સાથે દેવના મોટા પ્રેમનો ઈન્કાર કે અનાદર કરવાનો જાણે કે સંપ કીધો છે.

ખ્રીસ્તને આસરે પ્રાપ્ત થતા તારણનો સંદેશો અમે ઘણા હર્ષથી તમને પ્રગટ કરીએ છીએ. પરંતુ તે વિષે અમે વધારે શું કહી શકીએ એમ છીએ; કેમકે તે સંબંધી બધું કહેવા બેસીએ તો અનંતકાળ જેટલો સમય પણ ખૂટી પડે એમ છે. અમે તમારી આજીજી કરીએ છીએ કે, તે મોટું તારણ તમે પામી લો, ને ત્યાર પછી બીજાઓને તે મોટા દાનના ભાગીદાર થવાને ખ્રીસ્તની પાસે તેડી લાવો. શુદ્ધ ભાવે દેવની ઉત્તમ સુવાર્તા પ્રગટ કરનારાઓને મહિમાવાન મુગટ મળશે; પરંતુ સૌથી મોટો બદલો કે પ્રતિદાન પાપી માણસોના આત્માઓને ખ્રીસ્તની ગમ વાળી

લાવીને તેમને અનંત તારણના સહભાગીદાર બનાવવામાં સાધનરૂપ થવાનો અખંડ હર્ષ તમને થશે. "સુજ્ઞો(ખ્રીસ્તના જ્ઞાનની ઉત્તમતા જાણનારાઓ) અંતરિક્ષના પ્રકાશની માફક, અને ઘણાઓને નેકીમાં (તારણના જ્ઞાનમાં) વાળી લાવનારાઓ સદાસર્વકાળ સુધી તારાઓની માફક પ્રકાશશે." દેવના ન્યાયી સેવકો (દેવની મહાન કૃપાએ બચેલા પાપી માણસો) દેવના રાજ્યમાં સદાસર્વકાળ સૂર્યની પેઠે પ્રકાશશે, એવું પણ વચન સુવાર્તામાં મળી આવે છે. ત્યારે, ઓ દેવના સુવાર્તિક (નહિ કે મિશન કે સંસ્થાના બદલાની આશા રાખીને આંખ આગળની સેવા કરનાર) ખ્રીસ્તની સુવાર્તાની અશોધ્ય સંપત બીજાઓને જણાવવાનો તમારો બદલો તે ધન્ય દિવસે કેવો મોટો થશે, તેનો વિચાર કરો.

એક શહેરમાં એક ઘરની પરસાળમાં એક ચિત્ર ટાંગેલું મેં જોયું હતું. તે પરનું ચોકઠું ભારે કિંમતનું હોય, એવું મને લાગ્યું. પણ ચિત્ર જોવા જાઓ તો ઘણુંજ સાદું. તેમાં ફક્ત આ એકજ શબ્દ લખેલો હતો. અંદરનો કાગળ પણ તાર મોકલવાનું ફારમજ જોઇ લેવું.

બચ્યો !

એ છબી તે ઘરની બાઈના મન ચિત્રકળાનાં સર્વ ખૂબીદાર ચિત્રો કરતાં વિશેષ મુલ્યવાન હતી. તેનું કારણ આ હતું કે એક દિવસ એવું બન્યું કે જે વેળા વર્તમાનપત્રો દ્વારા એવી માઠી ખબર આવી કે, જે વહાણ પર તેનો ધણી સફર કરતો હતો, તે ભરદરીએ ભાંગ્યું; તે વેળાએ ઉપર જણાવેલા શબ્દવાળો તાર આવ્યો ન હોત, તો

તેના દુઃખનો પારજ રહ્યો ન હોત. એ તાર તેના ધણી તરફથી આવ્યો હતો. ફક્ત એકલા એ શબ્દથી માણસની જીંદગી કેટલી મુલ્યવાન છે તેનું ભાન તેને થઈ આવ્યું હતું.

ત્યારે, પ્રભુ કરીને, હે પ્રિય વાંચનાર, જો તમે તારણ પામ્યા વિનાના હો, તો આજેજ તમે ખ્રીસ્ત પર વિશ્વાસ કરીને તમારા આત્માનું અનંત તારણ મળ્યાનો શુભ સંદેશો સ્વર્ગમાં પહોંચાડો, તો કેવું સારૂં! એક વિપળ વારમાં પવિત્ર આત્મા તે સંદેશો સર્વત્ર ફેલાવી દેશે, એ ખાતરીપૂર્વક છે. દેવતા પવિત્ર દૂતો તેના પ્રતિધ્વનીથી આખું સ્વર્ગ ગજાવી મુકશે. વળીને જો તમારાં વહાલાંઓ ત્યાં હશે, તો તેમને તો તે વાતથી બેવડું સ્વર્ગ પ્રાપ્ત થયા જેટલો આનંદ ઉપજશે.

વળી બીજા એક ચિત્રમાં એક ટુંકું વાકય જોએલું, તે સંબંધી હું કહું. તે પણ તાર મારફતે આવેલો સંદેશો હતો. એક માણસ પોતાના કુટુંબ તથા મિત્રોની સાથે વહાણમાં સફરે નીકળ્યો હતો. તે વહાણ ભંગ થયું, ને પોતે એકલો બચવા પામ્યો હતો તેનો સંદેશો તે ચિત્રમાં હતો. તેનાં પ્રાણપ્રિય છોકરાં તથા સ્ત્રી તથા મિત્રો ક્રુર સમુદ્રના કાળા કોતરમાં નાશ પામ્યાં હતાં. તેમનાં પ્રિય મુખ તેના જોવામાં ફરીથી આવનાર ન હતાં, એ વાતથી તેને કેટલું ભારે દુઃખ લાગ્યું હશે! તે વેળા તેણે દરીયા પાર રહેનારાં પોતાનાં બીજાં સગાં ઉપર આ શોક-જનક તથા ખેદકારક સંદેશો મોકલ્યો હતો.

### એકલોજ બચ્યો!

એ ઉદાહરણ પરથી મને એક બીજો વિચાર સુઝયો. તે એ કે, જે સ્વાર્થી ખ્રીસ્તી આ જગતમાં બીજાઓના આત્માના

તારણ વિષે બેદરકાર રહે છે, તેની ગતિ પણ તેવીજ થશે, એમાં કશો શક નથી. જે વેળા તે સ્વર્ગમાં પ્રવેશ કરશે, તે વેળા તેને પુછવામાં આવશે કે, "તારાં વહાલાંઓ ક્યાં છે? તારા મિત્રો તથા સગાંસંબંધીઓ ક્યાં? તારો મુગટ ક્યાં?" તે વેળાએ તેને હજારવાર અફસોસ સહિત એવું કહેવાનો વખત આવશે કે, "હું એકલોજ બચ્યો!" અરે, પ્રિય વાંચનાર, પ્રભુ તમારી મદદ કરો કે, તમે એવા હાલે સ્વર્ગમાં દાખલ ન થાઓ. પણ તેથી ઉલટું તમે દેવનું મોટું તારણ સ્વીકારીને બીજાઓને જણાવવા દોડી જનારા નીવડો, ને એમ તમે બીજાઓને પણ સાથે લઈ જતાં સદાસર્વકાળના સુખ શાતાના સ્વર્ગીય ધામમાં પ્રવેશ કરો.

અરે, શું એમ થાય કે, હું જાઉં ખાલી હસ્તે
ને શું મળું મજ ત્રાતાને એમનો એમ વદન વીલે.
શું હું ન લઉં, એકાદાત્મા સાથ ત્રાતાની ભેટ
અરે, પ્રભુ કરે એવું કે, હું જાઉં સ્વર્ગે વિજયી વીર પેઠ.



# બીજો વિભાગ



## ખ્રીસ્ત આપણું પવિત્રીકરણ કરનાર



### અધ્યાય ૧ લો.

**અને તેઓ પોતે પણ સત્યથી પવિત્ર થાય માટે તેઓને સારૂ હું પોતાને પવિત્ર કરૂં છું. યોહાન ૧૭; ૧૯**

ઉપરના વાક્યના પહેલા ભાગનો, "તેઓ પોતે પણ સત્યથી ખરેખરા પવિત્ર થાય," એવો અર્થ થાય છે. એ ઉપરથી સહજ એવો અર્થ નીકળે છે કે, જગતમાં પવિત્રાઈનું કંઇક એવું પણ સ્વરૂપ હોય છે કે જે પવિત્રીકરણનું યથાસ્થિત સ્વરૂપ હોતું નથી. વળી એવું પણ બને છે કે, ખ્રીસ્તી જીંદગીમાં ધારણ કરેલાં તથાં અપૂર્ણ પરિમાણ કે ધોરણ હોય છે કે જે ઉપરથી ખ્રીસ્તનું ભરપુરપણું જે સંધુ આપણે સારૂ કરવાને સમર્થ છે તેનો પુરો ખ્યાલ આવી શકતો નથી. પવિત્રીકરણ એ ખ્રીસ્તની ચતુર્વિધ સુવાર્તાનું ખ્રીસ્તી જીંદગીમાં બીજું પગથીયું છે.

**પવિત્રીકરણમાં શાનો શાનો સમાવેશ થતો નથી તે.**

શી શી બાબતો પવિત્રીકરણ કહેવાય નહિ, એનો આપણે પ્રથમ વિચાર કરીએ. ખ્રીસ્તી જીવનમાં એવાં એવાં ઉત્તમ, હા, વિશુદ્ધ કે વિમળ લક્ષણો કે કૃપાદાનો હોય છે કે જેનો પવિત્રીકરણમાં સમાવેશ થતો નથી.

૧. આત્માનો પુનર્જન્મ એ પવિત્રીકરણ નથી. વિશ્વાસ દ્વારાએ થતું મનનું બદલાણ એ પણ પવિત્રીકરણ નથી. પોતાનાં પાપનો પસ્તાવો કરી માણસ ખ્રીસ્તને શરણે થાય, એ ઘણી મોટી તથા ધન્યતાભરેલી વાત છે. ખ્રીસ્તી થવું એ કોઈપણ પ્રકારે સાધારણ વાત નથી. જેણે ખ્રીસ્તનો આશ્રો ધર્યો છે, તેને સર્વકાળનો અખંડિત આનંદ કરવાનું કારણ છે; પરંતુ તારણ પામેલા માણસે પવિત્રી-કરણનો અનુભવ મેળવવો જોઈએ. તારણ તથા પવિત્રીકરણનો અનુભવ એકજ નથી. પુનર્જન્મ પામવો, એ કેવળ ખ્રીસ્તી જીંદગીની શરૂઆત છે. તે બીજના અંકુર સમાન છે; પણ પરિપકવ ફળ સમાન નહિ. તારણ પામેલા માણસને પોતાની જીંદગીમાં પાપનાં જુનો વલણો પર પુરેપુરો વિજય મળતો નથી, એ અનુભવસિદ્ધ વાત છે. કોઈ કોઈ વેળા પાપ તેના પર જય મેળવે છે. પુનર્જન્મ સારી રીતે બાંધીને તૈયાર કીધેલી ઈમારત સમાન છે. પરંતુ પવિત્રીકરણ તો ઘર ધણીના નિવાસે કરીને સૌંદર્ય, તથા આનંદોત્સવને કારણે, જાણે કે જીવનારોપિત થયલી ઇમારત કે મકાન સમાન છે. ઘણા ખ્રીસ્તી લોકો મનનું બદલાણ કે તારણ પામ્યા બાદ ખ્રીસ્તી જીવનમાં આગળ વધતા અટકી પડે છે. તેઓ ખ્રીસ્તમાંની પોતાની જીંદગીનું ભરપુરપણું પામતાં સુધી આગળ વધતા નથી, તેથી કરીને થાય છે શું કે, જેનો દાવો તેઓ કરે છે તે ખોઈ બેસવાની દેહેશત રહે છે.

માર્ટીન લુથરના શિક્ષણ પ્રભાવે જર્મનીએ ખ્રીસ્ત-પરના વિશ્વાસે કરીને પ્રાપ્ત થતા ન્યાયીકરણનો મુદ્દો

જગતની આગળ પ્રદર્શિત કર્યો, એમ કહેવાય. પરંતુ લુથર ખ્રીસ્તી જીવન સંબંધીનુ ઉંડું શિક્ષણ આપવામાં ચુકયો. તેનું પરિણામ પણ વાસ્તવિક નિપજ્યું. જર્મની અત્યારે આત્મિક જીવન સંબંધી શિથિળ તથા સુષ્ક થઇ નાસ્તિક કે સુષ્ટિધર્મના સ્વીકારનુ મધ્યસ્થળ થઈ પડયું છે. ને એવી માન્યતાથી નિપજતાં માઠાં પરિણામો ભોગવે છે. પરંતુ ઇંગ્લાંડની હાલત તેથી કેવી જુદી છે! વેસ્લે તથા એક-સટર તથા વ્હીટફીલ્ડ જેવા પવિત્ર ધર્મોપદેશકો જેઓ ખ્રીસ્તી જીંદગીમાં પવિત્ર આત્માના કામની આવશ્યકતા સમજનાર હતા, તેઓએ પોતાના ભારે પરિશ્રમે કરીને ઇંગ્લાંડ તથા અમેરિકાના ખ્રીસ્તી લોકોને ખ્રીસ્તમાંના ઉંડા તથા અખંડિત ખ્રીસ્તી જીવનની ઓળખ કરાવી આપી છે, એમ કહેવાય. આ વાત નિશ્ચયપૂર્વક છે કે જે ખ્રીસ્તી સ્ત્રી પુરૂષો ખ્રીસ્તના ઉત્તમ જીવનનું ભરપુરપણું સંપાદન કરવા સારૂ પોતાની જીંદગીમાં આગળ વધતા નથી તેઓ આત્મિક બાબતે સહજ રીતે સુષ્ક, શિથિળ તથા આડંબર ધરનારાં થાય છે. તેઓના અંતઃકરણમાંની ભુંડાઈ ફરીને જાગૃત થઈને ઘણે ભાગે તેઓ પર જીત પામે છે ને એમ તેઓનાં કૃત્યોથી ખ્રીસ્તનું ઉત્તમ કાર્ય અવ્યવસ્થિત તથા છિન્નભિન્ન થઈ જાય છે, એમ કહેવાય. ખ્રીસ્તના એવા અનુયાયીઓ સંબંધી પાઉલ ઠીકજ કહે છે કે. તેઓ તે દિવસે અગ્નિમાં થઈને જાતે બચશે. ઘણા જુવાન માણસો ચમત્કારિક રીતે તારણ પામ્યા હતા ને પવિત્ર આત્માથી ભરપુર થયલા જણાયા હતા; પરંતુ તેઓ ખ્રીસ્તના

ઉંડા જીવનમાં પ્રવેશ નહિ કર્યાને લીધે ઘણી વેળાએ ભૂલથાપ ખાઈને હારી બેઠા. બેશક તેઓને નવું હૃદય તો સંપાદન થયું હતું, પરંતુ નાસીપાસ થયાનું કારણ તો એ કે ખ્રીસ્તી જીંદગી સંબંધીનુ ઉંડું શિક્ષણ તથા ખ્રીસ્તનું ઉત્તમ જીવન જે દેવના સર્વ ખરા સેવકોનો વારસો છે તે પ્રાપ્ત કરવાનું પડતું મુકયું હતું.

૨. પવિત્રીકરણ એ નૈતિક વર્તણુક કે સદાચાર તેમજ માનવ પ્રયાસે કરીને પ્રાપ્ત કરેલો શુદ્ધાચાર નથી. માણસના જીવનમાં ઘણાં સુંદર સુલક્ષણો દીઠામાં આવે છે; પરંતુ તેનો સમાવેશ પવિત્રીકરણમાં થતો નથી. માણસ પોતે પોતાના પ્રયાસે કરીને નૈતિક આચરણ ઘડી શકે નહિ, ને ત્યારપછી તેને દેવનું કાર્ય કહી શકે નહિ. એવા પ્રકારનું માનવસ્વરૂપ કે વર્તણુક જીંદગીમાં અચૂક આવનાર કસોટી સામે ટકી શકે નહિ, એ ખાતરીપૂર્વક છે. ખરૂં પુછાવો તો જે માણસનુ ચાલરૂપી ઘર અડગ તથા સર્વકાળિક ખડક જે ખ્રીસ્ત તેના પર બાંધેલુ છે, તેજ ખરેખરા સંકટ કે તોફાન સમયે સ્થિર રહી શકશે.

૩. પવિત્રીકરણ એ આપણું પોતાનુ કાર્ય કે કૃતિ નથી. આપણા પ્રયાસે સહજ પ્રાપ્ત કરેલી જીવનવૃદ્ધિ પણ તે નથી. જો પવિત્રીકરણ આપણી કૃતિ કે કાર્ય હોય ને વર્ષે વર્ષે તેની સંપૂર્ણતા માટે પ્રયાસ પર પ્રયાસ કરતા રહીએ, તો તે પરિપૂર્ણ થયાબાદ તેને પોતાનું કાર્ય ગણી, પોતાના બળ પર અઢેલીને સહજ અભિમાન કરવાનું શું ન બને

વારૂ ? મારા વહાલા મિત્રો, ખરૂં પુછોતો આપણે પોતાના પ્રયાસથી તેને સંપાદન કરી શકીએ એમ છેજ નહિ. હા, એમતો બનવા જોગ છે કે, તે પામ્યા બાદ આપણે ખ્રીસ્તમાંના ઉચ્ચ પવિત્ર જીવનની ભરપટ, ઉત્કૃષ્ટ તથા પરિપૂર્ણ વૃદ્ધિ કે વિકાસ અનુભવી શકીએ; પરંતુ પહેલપ્રથમ આપણે દેવના મફતોમફત દાન તરિકે–નહિ કે માનવ પ્રયાસની પ્રાપ્તિ તરિકે–તેનો સ્વીકાર કરી લેવો જોઈએ. પવિત્રીકરણ એ કેવળ દેવનું દાન છે, પણ પરિશ્રમોપાર્જિત પ્રાપ્તિ કે વૃદ્ધિ તો નહિ. આપણે પોતે પોતાને પવિત્ર કરી શકીએ એમ છીએજ નહિ. તો પછી આપણે જે કરવાનું રહ્યું તેતો એટલુંજ કે આપણે પોતાનું સ્વેચ્છિત સમર્પણ દેવને કરવું જોઈએ. સમર્પણની બાબત ખાસ અગત્યની છે. દેવ આપાણું પવિત્રીકરણ સહેજે કરી શકે એમ છે. પરંતુ તે આપાણું શુદ્ધિકરણ કર્યાબાદજ આપણને પોતાના પવિત્ર આત્માથી ભરપુર કરે. એમાં કશો શક નથી.

૪. પવિત્રીકરણ એ મરણ સમયનું કાર્ય નથી. મરણના કષ્ટમય સમયે પવિત્ર થવાની માન્યતા કાંઈક વિચિત્રજ લાગે છે. એમ છતાં ઘણા ખ્રીસ્તી માણસો ઘણાં વર્ષો સુધી એવી ભ્રમણામાં જીવન ગાળતા રહ્યા છે. તેઓને કંઈક એવી આશા રહે છે કે, મરણ સમયની શાંત તથા છેલ્લો શ્વાસ મુકયા પછી તેઓ પવિત્ર કરનાર ખ્રીસ્તની ગોદમાં લઈ લેવામાં આવશે. એવા પ્રકારની માન્યતા અસલના વખતમાં થઈ ગયલા મેનીકેન મતે કરીને ઉત્પન્ન થયલી જણાય છે. જેમ હાલના હિંદુધર્મની છે તથા તે અગાઉના

બૌદ્ધ ધર્મની માન્યતા હતી તેમ મેનીકન મતના માનના-રાઓની માન્યતા હતી કે મનુષ્યદેહજ અશુદ્ધ કે અપવિત્ર છે, ને આપણે એક વેળા તેથી છૂટયા કે પછી તેમાં વાસો કરનાર અમર આત્મા પાપથી છૂટીને પરમ પવિત્રતામાં દાખલ થશે. પરંતુ ખરૂં પુછો તો પાપનો વાસો તે કાંઈ હાડકાં તથા માંસ તથા સ્નાયુઓમાં નથી. જો આપણે આપણો હાથ કાપી નાખીએ, તો તેથી આપણે કંઇ પાપની ખોટ આણતા નથી. વળી ધારો કે બન્ને હાથ કાપી નાખીએ, તોપણ જેવા છીએ તેવાજ પાપી રહેવાના. વળી તેથી આગળ વધી ધડથી શિર જુદું પાડી નાખી જીંદગીનો અંત લાવીએ, તોપણ આપણા આત્મામાં પાપનો વાસો તો એમએમ રહેવાનો. તો પછી મરણ કે વિવિધ પ્રકારના દેહદમન કે કષ્ટે કરીને માણસનો આત્મા પવિત્ર થતો નથી, એ અનુભવસિદ્ધ વાત છે. મરણ સમય તારણ પામવાનોજ માઠો કાળ છે, તો પછી પવિત્રીકરણ પામવાનો તો કેટલો વિશેષ માઠો હોવો જોઈએ. પ્રભુ કરેને કોઈ માણસ તારણ પામવાની બાબત મરણ સમય સુધી મુલતવી ન રાખે તો કેવું સારૂં! કેમકે તે સમયે માણસનું હૃદય કષ્ટિત તથા મગજ અંધકારવેષ્ટિત હોય છે. એવે સમયે માણસના મનને દેવની પવત્રિ હજુરમાં પરમાનંદ સહિત દાખલ થવાને ભરોસો, વિશ્રાંતી તથા શાંત વિજ્યાશાની અગત્યતા હોય છે. એ માટે તે સમય પવિત્ર આત્માના ઉંડા તથા ઉત્તમ કાર્ય એટલે પવિત્રીકરણને સારૂ પણ અનુકુળ કાળ છેજ નહિ. જે વેળા ખ્રીસ્તી માણસની જીંદગીમાં તેનું મન યથાસ્થિત હોય છે તેમજ સારો અવકાશ હોય છે, તે

વેળાએ સમજપૂર્વક તે દાન દેવ પાસેથી પામી લેવું જોઈએ. ખ્રીસ્તી માણસની જીંદગીમાં પવિત્રીકરણની પ્રાપ્તિ બુદ્ધિસંપન્ન કાર્ય છે; ને તેને સારૂ દેવના પવિત્ર આત્માની સંયમાત્મક આણ કે દોરને આધિન રહી પોતામાં રહેલી શક્તિઓનો સદુપયોગ કરવાની અગત્ય છે.

૫. પવિત્રીકરણ સ્વપ્રયાસે પ્રાપ્ત કરેલી સંપૂર્ણતા નથી. આપણને આ જીવનમાં કદીએ ભુંડાઇના અનુભવ રહિતની પવિત્રતા પ્રાપ્ત થાય એમ નથી, કે પાપ કરવાનો સંભવ કે વળણ રહે નહિ. આપણે આ જીવનમાં એવી પવિત્ર સ્થિતિએ પહોંચીશું નહિ, કે જેમાં આપણને દરેક પળે પ્રભુના બળ પર અઢેલીને રહેવાની અગત્ય રહે નહિ. જે વેળા આપણે દેવ વિના પળ વાર સ્થિર રહી શકીએ એવી સ્થિતિ ધારણ કરીએ, તે વેળા જાણવું જોઈએ કે તે જીવન કે વળણ દેવની બક્ષેલી પવિત્રાઈથી જુદું જ છે. સેતાન તથા તેની સાથેના બીજા દુતો પોતાના સૌંદર્ય વિષે મગરૂર થયા, એજ તેમની પતિતાવસ્થાનુ સોવસા કારણ હતું. તેઓએ પોતા વિષેના વિચારને જગ્યા આપી, ને પોતાની દૃષ્ટિમાં પોતાને દેવ સરખા ગણવા લાગ્યા. જે પળે આપણે પોતાની શક્તિ તથા પવિત્રાઇનો વિચાર કરવા બેસીએ છીએ, તેજ પળે દેવથી જુદા પડવાનો આરંભ થાયછે. આપણે પોતાને સ્વતંત્ર માની બેસવાની વૃત્તિથીજ આપણે ખ્રીસ્તના જીવનથી અળગા થઈએ છીએ, એ ખાતરીપૂર્વક છે. અરે, આપણે તો કેવળ ખાલી પાત્રો સમાન થવું જોઈએ, એ માટે કે આપણામાં થઇને તેનું જીવન વહી શકે. આપણે પોતાને કેવળ માટીનાં પાત્રો ગણીએ, તોજ ખ્રીસ્તની સંપૂર્ણતાનું દાન

આપણને બક્ષવામાં આવે. આપણે જેમ જેમ પોતાને ખાલી કરતા જઈએ, તેમ તેમ તેનું ઉત્તમોત્તમ જીવન આપણામાં વધારેને વધારે વધતું જાય છે.

૬. પવિત્રીકરણ લાગણી ઉપજેલી સ્થિતિ નથી. તેમજ પળવાર કે થોડી મુદત ટકી રહેનાર ઉભરો કે આવેશ નથી. વળી તે ખ્રીસ્તી જીંદગીમાંના કોઈ કોઈ વેળા પ્રાપ્ત થતા આત્મિક અત્યાનંદની લાગણી સમાન નથી. પરંતુ પવિત્રીકરણનું વલણ તો દેવને સમર્પિત થયલા માણસની રગે રગે વ્યાપી તેની ઈચ્છા તથા હેતુને વિશુદ્ધ કે વિમળ કરી મુકે છે. તે દ્વારા આપણી જીંદગી તથા વર્તણુક દેવની ઈચ્છા કે મનોરથ તથા સ્વરૂપના નમુના પ્રમાણે વાસ્તિક રીતે ઘડાય છે. પરંતુ આટલું તો ખરૂં કે માણસે સ્વેચ્છાએ કરીને દેવની પસંદગી કરી લેવી જોઈએ. હૃદયનો હેતુ કે મનોરથ દેવને આધિન રહીને, તેને પ્રસન્ન કરીને તેની ઈચ્છાનુસાર વર્તવાનો હોવો જોઈએ. પ્રભુની પવિત્ર ઈચ્છાની ચાહના, પસંદગી તથા તે અનુસાર વર્તણુક, એ વાનાં ખાસ અગત્યનાં છે. એવા પ્રકારની સદ્‌વૃત્તિ આપણામાં હોય તો પછી આ જગતમાં સુખી કે આનંદિત જીવન ગાળવામાં આપણને કંઇ પણ રોકે એમ નથી. જે માણસના અંતઃકરણમાં કેવળ ઉપર ઉપરની લાગણી ઉપજાવનાર આનંદ પામવાની વૃત્તિ હોય છે, તેનું જીવન હજુ અપવિત્ર તથા સ્વાર્થી કે દૈહિક છે, એમ કહેવાય. આપણે દેવ પાસેથી પુષ્કળ ઉત્તમ વાનાંની અપેક્ષા રાખવા ઈચ્છીએ તે પહેલાં આપણે પ્રથમ પોતાના દૈહિક તથા જુના માણસપણામાંથી નીકળી આવીને દેવનાં ઉત્તમ જીવનમાં દાખલ થવાની જરૂર છે.

# અધ્યાય ૨ જો.

---

## પવિત્રીકરણ એટલે શું.

હવે આપણે યથાર્થ પવિત્રીકરણની ભાવનાનો વિચાર કરીએ.

૧. પવિત્રીકરણ એટલે પાપથી વિમુખતા કે અળગાપણું. એને માટે વપરાયલા શબ્દનો મૂળભાષામાં એવોજ અર્થ થાય છે. પવિત્ર કરાયલો માણસ પાપથી તથા ભુંડા જગતથી તથા સ્વાર્થીપણાથી તથા જે કંઈ તેને નવા જીવનમાં ચાલવામાં ખ્રીસ્તથી જુદો કરે, તેથી તે અળગો થયલો છે. એ ઉપરથી એમ નથી સમજવાનું કે, પાપ તથા સેતાન તેની જીંદગીમાં નષ્ટ કરવામાં આવે છે. વળી દેવ તેની જીંદગીમાં એકદમ હજારવર્ષના જેવી પૂર્ણ શાંતિ સ્થાપી દેતો નથી. પરંતુ એટલું તો ખરૂં કે, પવિત્ર કરાયલા માણસના જીવન અને જે સર્વ વાનાં અપવિત્ર છે ને તેની ઇચ્છાનુસાર નથી, તેની વચ્ચે દેવ મોટું અંતર રાખે છે, એમ કહેવાય. આત્મિક અનુભવને સારૂ પ્રયત્ન કરનારા ખ્રીસ્તી માણસોની બાબતમાં મોટો અટકાવ એ છે કે, તેઓ ભુંડાઈ કે પાપનું ઉચ્છેદન કે વિનાશ કરવાનો પ્રયત્ન કરે છે. તેઓ એવો ખ્યાલ કરે છે કે જો જગતમાંથી પાપનો નાશ થઇ જાય, ને સેતાન નષ્ટ થઈ જાય, તો તો અમે ખરેખરા સુખી થઈએ. ઘણાંખરાને તારણ પામ્યાબાદ દેવ હજુ સેતાનને શા સારૂ જીવતો રહેવા દેતો હશે, એ વાતની નવાઈ લાગે છે. પરંતુ શાસ્ત્રમાં દેવે કોઈ પણ ઠેકાણે એવું વચન નથી આપેલું કે તે તેની જીંદગીમાં સેતાનનો

વિનાશ કરશે. પણ એવું વચન તો છે કે, દેવ ખ્રીસ્ત પર વિશ્વાસ કરનારની તથા પાપની વચ્ચે ઉંડી વિશાળ ચરદન નદીરૂપ અંતર મુકી રાખશે. ત્યારે પાપ વિષે એટલુંજ કરવાનું છે કે, તેનો પુરેપુરો ત્યાગ કરી દઈ તેને છંછેડવું નહિ. આ જગતમાં પાપ એટલું અધિક છે કે, જો આપણે તેને પોતામાં જગ્યા આપીએ, તો તે આપણ સર્વનો નાશ કરી શકે એમ છે. અરે, પાપ વિષે તો શું કહીએ! આખું વાતાવરણ તેથી ભરપુર છે. જેમ ધુમાડાથી કોઇ કોઇ મોટાં શહેરોનાં મકાનો કાળાં પડી ગયલાં હોય છે, તેમ પાપથી જગતના સુંદર દેખાવો કાળાભટ્ટ પડી ગયલા છે, એમ કહેવાય. પાપ તો જગતના અંત લગી ચાલુ રહેશે. પરંતુ પ્રિય મિત્રો. આપણ સર્વ વિષે દેવની એવી ઇચ્છા છે કે, આપણે આપણા આત્મામાં તેથી તદ્દન વિમુખ કે અળગા થઈ જઇએ.

૨. પવિત્રીકરણ એટલે દેવ પ્રત્યે કીધેલું સમર્પણ પણ થાય છે. એ શબ્દમાં પણ એવો અર્થ સમાયલો છે. ટુંકામાં પવિત્રીકરણ એટલે પાપથી વિમુખતા ને દેવ પ્રત્યે સ્વાર્પણ. પવિત્ર કરાયલો માણસ સર્વ વાતે દેવને સંતુષ્ટ કરવાને દેવને સમર્પિત થયલો છે. તેના હૃદયનો પ્રથમ વિચાર કે હેતુ, "હે પ્રભુ, તારી ઇચ્છા પુરી થાઓ," એજ હોય છે. વળી તેની મુખ્ય ઇચ્છા કે ઇરાદો એજ હોય છે કે હું દેવને સંતુષ્ટ કરીને તેની પવિત્ર ઇચ્છા પુરી કરૂં તો બસ. પવિત્રીકરણ કે પવિત્રતાનો અંતર્ગત હેતુ એવોજ છે. જુના કરારના સમયમાં જે સર્વ વાનાં દેવને અર્પિત કરેલાં હતાં, તે જોકે અગાઉ પુરાં પાપ કે એબ રહિત હતાં, તોપણ ત્યારપછી જ પવિત્ર ગણવામાં આવતાં હતાં. કરાર

કોપ અર્પિત કે પવિત્ર કરેલો હતો. તેની બાબતમાં પાપના દોષનો ખ્યાલ કરી શકાય નહિ, છતાં તે દેવને અર્પિત થયલો હતો, તેથી તે પવિત્ર ગણાતો હતો. એવીજ રીતે તેની અંદરનાં બધાં પાત્રો અર્પિત કે પવિત્ર કરેલાં હતાં. દેવની પવિત્ર સેવા અર્થે તેનો ઉપયોગ થતો, તેથી તે અર્પિત કે પવિત્ર હતાં.

એવીજ રીતે પ્રિય મિત્રો, આપણે કેવળ પાપથી અળગા કે વિમુખ થઇએ, એટલું બસ નથી; પરંતુ તે ઉપરાંત દેવ આપણી પાસેથી કંઇક વત્તું માગે છે. પાપથી વિમુખ થવાનું સારાપણું કે સાત્વિકપણું કંઇક બીજા વાનાનો અભાવ દર્શાવે છે, એમ કહેવાય. દેવની એવી ઇચ્છા છે કે, આપણે પાપથી છૂટા થઇને તેને આપણું સંપૂર્ણ સ્વાર્પણ કરીએ. દેવ પર પ્રીતિ કરવી, સંમાન આપવું. તથા તેને સંતુષ્ટ કરવો, એ આપણી સૌથી મોટી ઇચ્છા કે હેતુ હોવો જોઈએ. તો આપણે આપણા પોતા વિષેની દેવની એ અપેક્ષા પૂર્ણ કરીએ છીએ શું?

૩. પવિત્રીકરણમાં દેવના જેવા સ્વરૂપની અનુરૂપતાનો સમાવેશ થાય છે. આપણે દેવની પ્રતિમા ધારણ કરવાની છે તથા ખ્રીસ્તના અનુપમ સ્વરૂપથી મુદ્રિત થવાનું છે.

૪. પવિત્રીકરણ દેવની પવિત્ર ઇચ્છાનુસાર તેમજ તેના સ્વરૂપ અનુરૂપ જીવનની વૃદ્ધિ પણ છે. પવિત્ર કરાયલો ખ્રીસ્તી માણસ લીનતા તથા નમ્રતા સહિત દેવને આધિન હોય છે. આ જગતમાં બીજાં હરકોઈ વાનાં કરતાં દેવની પવિત્ર ઇચ્છાજ તેને સારૂ અધિક ડહાપણ તથા દિલસોજી

કે અનુપકંપા ભરેલી છે, એમ તે સમજે છે. તેને ખાતરી થઈ ચુકેલી છે કે, જો હું પોતાને સારૂ દેવની ઈચ્છા ચુકયો, તો કંઈક અમૂલ્ય વાનું ગુમાવી બેસીશ. વળી તેને એવી પણ જાણ થયલી છે કે, તેની પોતાની ઈચ્છા કરતાં દેવની પવિત્ર ઈચ્છા તેનું ઉત્તમોત્તમ હિત સાધી શકે એમ છે. તે પોતાના અંતરાત્મામાં એવીજ ઈચ્છા નિરંતર ધરાવે છે કે, "હે પ્રભુ, તારી ઈચ્છા પુરી થાઓ."

૨. પ્રિય મિષ્ટ દેવેચ્છા.

જેમ પોઢે બાળ ગોદ નિજ માતા;
તેમ તુજમાં થાય મુજને સુખશાતા.

૫. પવિત્રીકરણ એટલે દેવ તેમજ સર્વ માણસ પ્રત્યે સર્વોપરી કે સર્વોત્કૃષ્ટ પ્રેમ. પ્રેમ એજ નિયમની સંપૂર્ણતા છે. પ્રેમ સર્વ આજ્ઞાપાલણ કે આધિનતાનો ઝરો તથા સર્વ યથાર્થ કે ખરાં વાનાંનો ભંડાર છે. પ્રીતિ કે પ્રેમ વિના આપણે દેવની પ્રતિમાની અનુરૂપતા ધારણ કરી શકીએ નહિ; કેમકે દેવ પ્રીતિ છે. પવિત્ર જીવન પ્રેમ કે પ્રીતિમય જીવન છે, એમ કહેવાય. પ્રીતિ બીજા બધા સદ્ગુણોમા શિરોમણી હોઈ તેઓમાં કોમળતા તથા ઉષ્ણતા પ્રેરે છે. તેજ શિથિળ તથા નિષ્ફળ માલમ પડતા દેવ પ્રત્યે કીધેલા સ્વાર્પણકે સ્વનકારને સજીવ તથા સફળતાયુક્ત કરે છે. પ્રીતિ હૃદયમાં આત્મિક પ્રકાશની જોત પ્રગટે છે. જે સર્વ વાના તેના વિના નિસ્તેજ તથા નિષ્ફળ રહેત, તે સર્વને પ્રીતિ ઉષ્ણતા તથા જીવનપ્રેરિત કરી મૂકે છે.

કોઈ અજ્ઞાન જંગલવાસી માણસ પોતાના દુશ્મનો સમક્ષ ધાર્મિક જેવી દેખાતી શાંતપ્રકૃતિ રાખતાં તથા ચું કે ચાં ન કરતાં મરણદેવના સહે એવુ બને, પરંતુ તેવી શાંતતા કેવળ નિર્જીવ ખડક જેવી છે. તે શાંતતાને ખ્રીસ્તની મરણ સમયની શાંતતા જેથી અસહ્ય વેદના પોતાના બાપની શ્રેષ્ઠ ઇચ્છા મુજબ સર્વ લીનતા સહિત સહન કરી, તેની સાથે કંઈ સંબંધ નથી. પોતાના પ્રીતિકર હૃદયની સ્વેચ્છા પૂર્વક સહજ પ્રેમભાવનાના પ્રભાવે કરીને ખ્રીસ્તે તે મરણ વેદના સહન કરી હતી. પ્રિય મિત્રો, એવીજ રીતે જો આપણાં હૃદયો દેવ પ્રત્યેના પ્રેમથી ભરપુર હોય, તો તે બીજાઓ પ્રત્યે સહેજે વહી કે ઝરી શકશે; ને ત્યારેજ આપણે જેવી પોતા પર તેવી આપણા પાડોશી પર પ્રીતિ કરીશું.



## અધ્યાય ૩ જો.



### પવિત્રીકરણની પ્રાપ્તિનું પાત્ર.

પવિત્રીકરણની પ્રાપ્તિ કેવી રીતે થાય, તેનો યથાયોગ્ય ઉત્તર ખ્રીસ્ત પોતે આપણું પવિત્રીકરણ છે, એ માન્યતામાં મળે છે. એ દાનનો બક્ષનાર ખ્રીસ્ત જાણે કોઈ ઉંચા પહાડ પર બેઠેલો હોય, ને તે પ્રાપ્ત કરવા સારૂ આપણે ઉત્તરોત્તર ચઢાવવાળા પહાડના અતિ દુર્ઘટ શિખરો પર થઈને જવાનું હોય, એવી ધારણા કરવી ન જોઈએ. પરંતુ ખ્રીસ્ત પોતે આપણે સારૂ પવિત્રીકરણ થાય છે; કેમકે એવું લખેલું છે કે "તેઓ પોતે સત્યથી યથાર્થ

રીતિએ પવિત્ર થાય માટે તેઓને સારૂં હું પોતાને પવિત્ર કરૂં છું" એવું જણાય છે કે, જાણે ખ્રીસ્તને સહેજસાજ ધાસ્તી રહેતી હોય કે તેના પર વિશ્વાસ કરનારાઓ તેને છોડી બીજા કાઇ વાના પર પવિત્રીકરણ પામવાનો આધાર રાખે, ને વળી તેના સિવાય તેઓને તે દાન બીજે કોઈ રસ્તેથી પ્રાપ્ત થનાર નથી, એવી જાણ તેઓને આપવા તે કહે છે કે, "હું પોતાને પવિત્ર કરૂં છું."

૧. પવિત્રીકરણ રૂપી દાન આપણને પ્રાપ્ત થાય, એટલા માટે ખ્રીસ્તે તેને માટે કીમત ભરી આપી છે. પવિત્રીકરણ કાલવરી વધસ્તંભપર મેળવેલા મરણ પરના વિજયનું પરિણામ કે ફળ છે; કેમ કે જેઓ પવિત્ર કરાય છે તેઓને તેણે એક અર્પણથી સદા પરિપૂર્ણ કીધા છે. "તે ઇચ્છાએ ઈસુ ખ્રીસ્તનું શરીર એકજવાર અર્પણ થયાથી આપણે પવિત્ર કરાયલા છીએ"

૨. પવિત્રીકરણ આપણા પોતાના અભ્યાસે કરીને પ્રાપ્ત થાય એમ નથી. પરંતુ ખ્રીસ્તે વધસ્તંભ પરના મરણદ્વારા ખંડણી ભરી આપી તેથી આપણને તે મફતોમફત બક્ષવામાં આવે છે. જેવી રીતે ખ્રીસ્તે ભરી આપેલી ખંડણીએ કરીને પાપોની માફી બક્ષવામાં આવે છે, તેવીજ રીતે પવિત્રીકરણ ખ્રીસ્તની ખંડણીનીજ રૂએ આપણને પ્રાપ્ત થાય છે. વળી જેમ ખ્રીસ્ત પરના વિશ્વાસે કરીને તારણનું દાન આપણો હકવારસો થયો છે, તેમ પવિત્રીકરણ પર પણ આપણો હક થાય છે, એમ કહીએ તો ચાલે. ખ્રીસ્તને આસરે દેવની પાસે જઈ આપણો હકથી પાપની માફી

પ્રાપ્ત કરી શકીએ છીએ તેવીજ રીતે પવિત્રીકરણનું દાન પણ પ્રાપ્ત થઈ શકે છે. પ્રિય મિત્રો, જો તમે પવિત્રીકરણ પામી લીધું ન હોય, તો ખ્રીસ્તના ઉદ્ધારને અંગે બક્ષવામાં આવતા અમૂલ્ય આશીર્વાદોની ખોટ તમે વગર કારણે ભોગવો છો, એમ કહેવાય.

૩. પવીત્રીકરણ આપણને દેવના મફતોમફત પ્રાપ્ત થતા દાન તરીકે બક્ષવામાં આવે છે. જો તે દાન નથી, તો તે ખ્રીસ્તના મોટા ઉદ્ધારનું સ્વાંગ નથી, એમ કહેવાય. પરંતુ જો તે ઉદ્ધારનું સ્વાંગ છે, તો તે ખ્રીસ્તના અમૂલ્ય રક્તને આસરે પાપોની માફીની પેઠે મફતોમફત પ્રાપ્ત થનાર દાન છે.

૪. પવિત્રકરણ હૃદયમાં ખ્રીસ્તના વસવાની રૂએ પ્રાપ્ત થાય છે. ખ્રીસ્ત હૃદયમાં પોતાનું ન્યાયીપણું સ્થાપિત કરેછે એટલુંજ નહિ, પણ તે પોતે હૃદયમાં વસવાને સારૂ આવેછે. અરે, તે અનુભવનુ વર્ણન શબ્દોમાં થાય એમ નથી. તેનું વર્ણન કરવાને પુરતા જોરદાર શબ્દો મળે એમ નથી. આપણે ઉડું આત્મિક જીવન ગાળવાના બીજા સર્વ પ્રયાસો તથા યુક્તિપ્રયુક્તિઓથી નિર્ગત થએલા હોઈએ. તો જ એ અનુપમ અનુભવ પ્રાપ્ત થાય છે—એટલે ખ્રીસ્ત જે યુગોનો મર્મ તથા મહા મહિમાની આશા છે તે પોતે આપણા હૃદયમાં વાસો કરીને પોતાનુ ઉત્તમોત્તમ જીવન જીવી કે પ્રગટ કરી દેખાડે છે, ને એમ તે આપણા આત્માને સારૂ પવિત્રીકરણ થાય છે. ખ્રીસ્ત પોતે આપણું પવિત્રીકરણ છે, એજ ઉપરની કલમનો ગુઢાર્થ છે. પોતાના લોકો પવિત્ર

થાય એ સારૂ ખ્રીસ્ત પોતાને પવિત્ર કરે છે. જે કોઈ ખ્રીસ્તના આસરા વિના પવિત્ર જીવન ગાળવાનો પ્રયત્ન કરે છે, તે યથાર્થ રીતિએ પવિત્રીકરણ પામતો નથી, એ નિઃસંદેહ છે. યથાર્થ રીતિનું પવિત્રકરણ પ્રાપ્ત કરવાને માણસોએ પોતાના આંતરિક જીવન તરીકે ખ્રીસ્તનો હૃદયમાં સ્વીકાર કરવો જોઇએ. જીવંત વ્યક્તિ પ્રેરિત ઈશ્વરી પવિત્રાઇનો યથાર્થ અર્થ કે સ્વરૂપ એવુંજ છે. "પણ તેનાથી ઈસુ ખ્રીસ્તમાં તમે છો, અને એ આપણને સારૂ દેવ પાસેથી જ્ઞાન તથા ન્યાયીપણું તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો." ઈસુ આપણે સારૂ દેવનું જ્ઞાન થયો છે. તે જ ખરેખરા તત્ત્વજ્ઞાનનો ભંડાર છે. સૌથી અગાધ તત્ત્વજ્ઞાન કરતાં પણ ખ્રીસ્ત જે સનાતન યુગોનું જ્ઞાન છે તેનું જ્ઞાન ઉત્તમ તથા ઉંડું છે. જ્ઞાન ઉપરાંત તે આપણે સારૂ ન્યાયીપણું પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો છે, એ કેટલી ધન્યતાભરેલી વાત છે. એ માટે ખ્રીસ્ત આપણા હૃદયમાં વસે છે, તેથી તેનું જ્ઞાન તે આપણું થાય છે. ખ્રીસ્ત આપણો સુધારો કરે છે, એમ નહિ, તેમજ આપણને આશ્ચર્યજનક અસાધારણ વ્યક્તિઓ બનાવી દેતો નથી; પરંતુ આપણે જેવી સ્થિતિમાં હોઇએ છીએ. તેવીજ સ્થિતિમાં તે આપણામાં આવીને આ પૃથ્વી પરના પોતાના દેહધારીપણાના સમયના જેવું પોતાનું ઉત્તમોત્તમ જીવન આપણામાં જીવી કે પ્રગટ કરી બતાવે છે.

જુના કરારના સમયમાં જ્યારે કરારકોષ તૈયાર કરી રહ્યા, ત્યારે પવિત્ર આત્મા શકેનાહના મહિમા સહિત આવીને

પોતાના જીવનથી વેષ્ટિત કરીને બે કરૂબો વચ્ચેની કરાર પેટી પર બળતી જ્વાળામાં વાસો કરી રહ્યો હતો. પરંતુ કરારકોષ અર્પિત કે પવિત્ર થયા બાદ દેવ ત્યાં રહેવા આવ્યો હતો. તેવીજ રીતે જ્યારે આપણે દેવને સમર્પિત થઇએ છીએ, ત્યારે તે આપણામાં રહેવા આવે છે, ને આપણામાં પોતાનું જીવન રગેરગે પ્રેરે છે, એમ કહેવાય. દેવને સમર્પિત થયા બાદ જે પ્રભુએ મરિયમની ગોદમાં વાસો કીધો, જે પચાસમાના દિવસે પોતાના શિષ્યો પર પરાક્રમ સહિત ઉતરી આવ્યો, તે પ્રભુ ખ્રીસ્ત અદૃષ્ય છતાં સ્પષ્ટ રીતિએ આપણામાં વાસો કરવા આવેછે. હા, તે પોતાના પરમ ઉંચા ધામેથી પધારી આપણામાં વાસો કરી આપણને નિરંતર તેની પાંખોની છાયા તળે રાખે છે. ખ્રીસ્ત ખરેખરજ હૃદયમાં રહેવા આવીને આપણામાં પોતાનું પવિત્ર જીવન જીવી કે પ્રગટ કરી દેખાડે છે.

હઝકીયેલના પુસ્તકના ૩૬મા અધ્યાયમાં આ વચન મળી આવે છે કે, " હું તમારા પર શુદ્ધ પાણી છાંટીશ." આ વાત પાપની માફી અથવા જુનાં પાપ બધાં ભૂંસી નાખવામાં આવે છે તે વાત સુચવે છે. "નવું હૃદય પણ હું તમને આપીશ." એ નવો જન્મ સુચવે છે. " હું મારો આત્મા તમારી અંદર મુકીશ, ને તમને મારા વિધિઓમાં ચલાવીશ, ને તમે મારા હુકમો પાળશો તથા તેમને અમલમાં આણશો." આ છેલ્લી વાતતો પાપોની માફી તથા નવા જન્મના કરતાંએ કંઇક ઉત્તમ સ્થિતિ સુચવતી જણાય છે, એ નિઃસંદેહ છે. સર્વ સમર્થ જીવતો પ્રભુ પોતે આવીને નવા

નવા હૃદયમાં વાસો કરે છે, એજ વાત તે સુચવે છે, એમાં કશો શક નથી. દેવે બક્ષેલા માંસના હૃદયમાં તેનો પવિત્ર આત્મા વાસો કરે છે તેથી કરીને દરેક ચલનવલન, વાત વિચાર, હેતુ કે મનોરથ તથા આપણા આખા માણસપણાની મનોભાવના અંદર વસતા દેવના નવા જીવનના પ્રભાવે કરીને ચલાવાય છે. ટુંકામાં ખુદ પ્રભુ પોતે દેહમાં બીજી વાર પ્રગટ થઇને આપણે દ્વારે પોતાનું જીવન પ્રગટ કરી બતાવે છે, એમ કહેવાય. એજ કેવળ પવિત્રીકરણની ઉત્કૃષ્ટ પરિપૂર્ણતા છે. એવીજ રીતિએ માણસ પવિત્રતાના જીવનમાં પુરેપુરો પ્રવેશ કરી શકે એમ છે. એવીજ રીતિએ આપણે દેવના પવિત્ર આત્માથી વેષ્ટિત થઇએ છીએ, ને એમ આપણે દેવના સ્વભાવના ભાગિદાર થઇએ છીએ. ખ્રીસ્ત પર વિશ્વાસ કરનાર કોઈ પુરૂષ કે સ્ત્રી દેવ સાથેના એવા ગાઢા કે નિકટના સંબંધમાં જોડાય, એ ખરેખરો પવિત્ર સંબંધ છે, એમ સમજવું. એવા સંબંધને યોગે દીનાવસ્થા ભોગવનાર દીન કે દરિદ્રી માણસ પરમ પવિત્ર દેવની સાથે તેના રાજ્યાસન પર બેસે છે, એ કેવી ધન્યતાભરેલી વાત છે. એવી રીતિએ દેવ આપણામાં વાસો કરે છે, એ જાણથી તેની એ પરમ પવિત્ર હાજરી કે સમક્ષતાના મહા પ્રતાપ આગળ કેવી નમનતા ધરવી જોઈએ. હા, એ પવિત્ર હાજરીને પાપને કારણે દુષિત કરવાની હિંમત આપણાથી ધરાય એમ નથી. એ સમક્ષયતા કે સાન્નિધ્યને યોગે આપણા હૃદયોમાં શાંતતા કે મૌનતાની પ્રતિછાયા છવાઈ રહે છે, એમ કહેવાય. એ કારણથી આપણા હૃદયોમાં

સર્વ શિરોમણી પ્રભુનો વાસો છે, એ અંતર્જ્ઞાનથી સર્વ નમનતા તથા લીનતા સતિનું વર્તન ચલાવી શકીશું, એ નિ:સંદેહ છે. પ્રિય મિત્રો, તમે પવિત્ર થાઓ એટલાની ખાતર ખ્રીસ્ત પોતાને તમારે સારૂ પવિત્ર કરે છે, એ વાતનો અનુભવ તમને થયો છે શું? વળી તમે પોતાને દેવને સમર્પિત કીધા છે, એનું અંતર્જ્ઞાન કે અચૂક જાણ તમે અનુભવો છો? ને એમ તમને પોતાને ઉદ્દેશીને ખ્રીસ્તને એમ બોલતો સાંભળ્યો છે કે "તમે યથાર્થ રીતે પવિત્ર થાઓ માટે હું તમારે સારૂ પોતાને પવિત્ર કરૂં છું."

## અધ્યાય ૪ થો.

### પવિત્રીકરણ કેવી રીતે પ્રાપ્ત થાય છે.

આપણે પવિત્રીકરણ શોધીએ તે પહેલા દેવનો પવિત્ર આત્મા આપણી જીંદગીમાં તેની આવશ્યક્તા આપણને જણાવે, એ ખાસ અવશ્યનું છે. આપણે દેવથી પવિત્ર કરાયા નથી, એવું આત્મજ્ઞાન આપણને અવશ્ય થવું જોઈએ; ને જો આપણે ખરેખરા સુખી થવા ઇચ્છતા હોઈએ, તો આપણે પવિત્રીકરણ પ્રાપ્ત કરવું જોઈએ. પવિત્રીકરણની અગત્યતા માલમ પડી આવે, એવી સ્થિતિમાં લાવી મૂકવાનું પહેલવહેલું કામ દેવ કરે છે, તે એ કે, આપણને ભૂલચૂકોમાં પડવા દઈને આપણી લાચારીની સંપૂર્ણ રીતે લાજ વાટવા તથા આપણી અબળતા તથા લાચારી આપણા મનમાં

ઉતરવા દેછે. પોતા સંબંધીની એવી આત્મિક નગ્નતા તથા લાચારીભરેલી સ્થિતિમાં આવી પડવાથી આપણે કઈ કઈ બાબતોમાં ન્યાયી કે યથાર્થ નથી, તે જોઈ શકીએ છીએ; ને એમ પોતાના બળે કરી પાર ઉતરવાના આત્મવિશુદ્ધિને સારૂ કીધેલા ઠરાવો પાળવાની શક્તિ આપણામાં નથી, એ વાતનું ભાન આપણને કરાવવામાં આવે છે, એમ કહેવાય. સર્વ જમાનામાં થઈ ગયલા પોતાના પ્રિય સદ્ ભકતોને દેવે એવી નમ્રતાની ખીણનો આકરો અનુભવ કરાવ્યો છે, ને વળી વારંવારની નાઉમેદી કે નિરાશાયુકત નાસીપાસપણામાં દોરીને કરાવેલો; એ માટે આપણ દરેક જણને એવાજ અનુભવમાં થઈને જવાની અગત્ય છે.

૨. ઈસુ પોતે આપણને પવિત્ર કરનાર છે, એ વાતની નિશ્ચયતા પર આપણે આવવું જાઇએ. જો આપણી જીંદ-ગીની કોઈક ઘડીમાં પ્રેરિત પાઉલની પેઠે બુમ પાડી ઉઠીએ કે, "હું કેવો કલેપી માણસ છું, મને આ મરણના શરીરથી કોણ છોડાવશે ?" તો બીજીજ ઘડીએ, "આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તને આસરે હું દેવની સ્તુતિ કરૂ છું" એવું કહેવાનું આપણને આશ્વાસન છે. આપણે અવશ્ય જાણવું જોઈએ કે, ખ્રીસ્ત જે મહાન ત્રાતા તથા સર્વ વાતમાં છુટકો આપનાર છે તથા તે આપણી દરેક દરેક દરેક ગરજ જાણીને તે પુરી પાડવાને સમર્થ છે.

૩. આપણે દેવને દરેક વાતમાં સંપૂર્ણ આધિન થવું જોઈએ. આપણે પોતાને દેવને સંપૂર્ણ તથા ચોકસ રીતે તથા નિઓધિતપણે સમર્પિત કરી દેવા જોઈએ; ને આપણે તે

સમર્પણની વાત જાણે કે વજ્ર શિલા પર તથા આકાશપટ પર કોતરી રાખવી જોઈએ. અરે, તે વાત આપણી યાદદાસ્તના ઉંડા પડમાં કોરી રાખવી જોઈએ, એમ કહીએ તો ચાલે. પ્રિય મિત્રો, ત્યારબાદ જે દિવસે તથા જે ઘડીએ તમે દેવને તમારૂં સમર્પણ કીધું, ને ખ્રીસ્ત તમારો ઈચ્છિત પ્રિતમ થયો તે વાત નિરંતર યાદ રાખી રહો.

૪. આપણે દેવ પર સંપૂર્ણ ભરોસો રાખવો જોઈએ કે, જે સ્વાર્પણ આપણે પૂર્ણ ભાવમાં તથા ખરાપણામાં કરીએ છીએ તે દેવ સ્વીકારે છેજ. તે સ્વીકારવામાં આપણા જેટલોજ આગ્રહ કે નિગ્રહ તથા આતુરતા તથા યથાર્થપણું તે દેખાડે છે. સ્વર્ગના પોતાના પવિત્ર શાંતિના વાસમાંથી આપણી પ્રતિજ્ઞાના ધ્વની સાંભળવાને દેવ પોતાને લીન કરે છે. હા, જ્યારે આપણે રાજીખુશીથી કીધેલા પોતાના સ્વાર્પણના છેલ્લા શબ્દો ઉચ્ચારીએ છીએ, ત્યારે “ સંપૂર્ણ થયું.” એ શબ્દો ઉચ્ચારીને તેને મુદ્રિત કરતો આપણે તેને સાંભળીશું. આપણને દેવ જીવનના પાણીનો ઝરો મફતો મફત બક્ષે છે. વળી તે કહે છે કે, જે જીતે છે તે સઘળાંનો વારસો પામશે. ઘણા માણસો પવિત્રીકરણની પ્રાપ્તિ માટેની ઉપરની ચાર વાતો સંબંધી ભૂલાવો ખાય છે. કેટલાક તો પોતાના સ્વાભાવિક અલ્પ સારાપણાને વળગી રહે છે, ને એમ એ બાબતમાં નિષ્ફળતા પામે છે. બીજા કેટલાક બીજી વાત સંબંધી ભૂલમાં પડે છે. ખ્રીસ્ત પોતે તેઓનું સંપૂર્ણ પવિત્રીકરણ કરનાર છે, એ વાત માની લેતા નથી. વળી ઘણાતો ત્રીજી વાત સ્પષ્ટ રીતે ન સ્વી-

કારતાં દેવને પોતાનું તો નહિ, પણ પોતાના સર્વસ્વનું અર્પણ કરે છે, એમ કહેવાય, સંખ્યાબંધ માણસો બધી વાતો સ્વીકારતા છતાંએ ખ્રીસ્ત તેમનો અંગીકાર કરશે કે કેમ, એ વાતની નિશ્ચયતા ગ્રહણ કરવામાં મંદતા કે નિર્બળતાને કારણે નિષ્ફળ નિવડે છે. એ માટે ઉપરની ચાર વાતો ચોકસપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે. આપણે માની લેવું જોઈએ કે, " હું મુએલો છું, ને મારૂં જીવન ખ્રીસ્તને અર્પિત કરેલું છ, તેથી તે ખ્રીસ્તમાં ગુપ્ત રાખેલું છે. વળી ઈસુ મને પવિત્ર કરનાર તથા મારૂં સર્વસ્વ છે. હું મારૂં સર્વસ્વ તેના હાથમાં સોંપી દઉં છું, પછી તેની દૃષ્ટિમાં જેમ ઉત્તમ લાગે, તેમ તે સંબંધી તે કરે. હું એવો ભરોસો રાખું છું કે, જે સ્વાર્પણ હું તેને કરૂં છું તે તે સ્વીકારેછેજ. વળી મારો વિશ્વાસ છે કે, તે આ જીવનમાં તેમજ આવનાર સર્વકાળિક જીવનમાં મારૂં સર્વસ્વ થશે." પ્રિય મિત્રો, જો ઉપરની ચાર વાતો તમે માની લો, તો મને પુરી ખાતરી છે કે જેવા તમે અગાઉ હતા તેવા કદી રહી શકશો નહિ. તમે એવું ચોકસ કાર્ય કીધું છે કે, જે થયું ન થયું કહેવાશે નહિ; પરંતુ સદાકાળ સુધી ટકી રહેશે. તમે પોતાનું સમર્પણ કીધું ત્યારથી માંડીને તમે પ્રભુના થઈ ચૂકયા છો. તેની સમક્ષતા કે પવિત્ર હાજરી તમારા હૃદયોમાં આચ્છાદિત થઈ છે. કદાચને કોઈ પહાડના ઢોળાવ પરથી વહેતા નાના ઝરણા સરખો તે અનુભવ પ્રથમ લાગે, તોપણ રફતે રફતે તે ઉંડી પુરજોસમાં વહેનાર જીવનની નદીઓરૂપ થઈ જશે, એ ખાતરીપૂર્વક વાત છે.



## અધ્યાય ૫ મો.

પવિત્રીકરણાંકિત જીવન દિન પ્રતિ દિન ગાળવા માટેની વહેવારિક સુચનાઓ કે બોધવચનો.

૧. પરમ પવિત્ર દેવને આપણું સમર્પણ કર્યાબાદ તેના પર સંપૂર્ણ ભરોસો રાખતાં જીંદગી ગાળવાની છે. તે જે કંઈ કરવાનું ફરમાવે છે તેજ આપણે કરવાનું છે. વળી ત્યાર-કેડે તેનાજ ચલાવ્યા પ્રમાણે આપણે પગલાં ભરવાનાં છે, એમ કહેવાય.

૨. આપણે સદા તેની વાણીને ખંતથી કાન ધરવાના છે. આપણે આપણા હૃદયોમાં પૂર્ણ શાંત થઈને તિક્ષ્ણ કાનોએ તેની વાણી સાંભળવાની જરૂર છે; કેમકે ખ્રીસ્તની વાણી ઘણી ધીમી છે, એમ કહેવાય; પરંતુ તેની વાણી એવી પ્રસન્નતા ભરેલી છે કે, તે સાંભળતાંવાર સ્વર્ગના હજારો દૂતો આનંદ પામે છે.

૩. આત્મિક યુદ્ધ, પરીક્ષણ કે પારખના દરેકે દરેક સમયમાં આપણે દેવની સન્નિદ્ધ જઈને સર્વ વાત તેને સોંપી દેવાની છે. એવા પ્રકારનું સમર્પણ કર્યાબાદ મિત્રો તમે આનંદ કે સુખની સ્થિતિ ભોગવવાની અપેક્ષા રાખો, તો તે વાસ્તવિક છે; પરંતુ સેતાન પુરની પેઠે ઓચિંતો કંઈને કંઇ પરીક્ષણ કે મોટી પરીક્ષા વડે તમારો ભરોસો ડામાડોળ કે છિન્નભિન્ન કરી નાખવાનો પ્રયત્ન કરશે. તો તેવે સમયે દેવમાં સ્થિર થાઓ ને હરખ કરો, કેમકે એવાં પરીક્ષણો

વેઠવાને દેવ તમને લાયક તથા વિશ્વાસુ ગણે છે. કદાચને તમે પરાજિત થઈને નાસીપાસ થાઓ, તો એમ ધારવું નહિ કે, હવે ફરી તેની સામે થવામાં કંઇ લાભ નથી. તે પરીક્ષણની સામે થવાની તમારી રીતિકે પદ્ધતિ યથાર્થ છે; એટલું જ કે કદાચને તમે જાતે બધું ઉપાડી લેવાની કોશીષ કીધી હશે, ને તેથી કરીને તમે નિષ્ફળ થયા હશો. એ માટે શાંત રહીને બધું ખ્રીસ્તના પગ આગળ મુકીને ફરીથી નયે નામે શરૂઆત કરો. વળી તમારી હરેકે હરેક નિરાશા કે નાઉમેદીમાંથી કંઇને કંઈ શીખીને ખ્રીસ્તમાં રહેવાનો બોધ લો. ઇસ્રાએલ લોકો આય આગળ હાર પામ્યા કેડે બીજી વારના યુદ્ધને સારૂ બળવત્તર થયા હતા. પવિત્ર જીવન ગાળવાનો જે ઉત્તમ માર્ગ તમને સંપાદન થયો છે, તે પ્રમાણે વર્તન ચલાવતા રહો. માણસજાતની હરેક વિદ્યાકળામાં હમેશાં આરંભે ભૂલથાપ ખાવાનું બની આવે છે, એ અનુભવસિદ્ધ વાત છે. કોઈ માણસ શોર્ટ હેન્ડ (ટુંક કે સંક્ષેપમાં લખવાની કળા) થોડી મુદતમાં–કદાચને થોડાજ કલાકમાં–શીખી શકે ખરો; પરંતુ તેમાં નિપૂણતા કે ચપળતા મેળવવાને ઘણા મહિના પર્યંતની ધીરજસહિતનો મહાવરો કરવો પડે છે. એ સર્વ ઉપરથી સમજવાનું છે કે, આપણે પોતાને જે ઘડીએ દેવને સમર્પિત કરી દઈએ છીએ તેજ ઘડીથી તે આપણું સર્વસ્વ થાય છે, એ રહસ્ય કે સફળ જીવનનો ભેદ આપણને પ્રાપ્ત થાય છે. પરંતુ જ્યારે આપણે તેની સત્યતા દૈનિક વર્તનમાં સાબિત કરવા ઇચ્છીએ છીએ, ત્યારે તે માર્ગમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરવાને સમય તથા ધૈર્યની જરૂરિઆત દિસી આવેછે.

આપણે સર્વ સમયે પ્રીસ્ત પર વિશ્વાસથી અઢેલીને જીવન ગાળતાં શીખવું જોઈએ. હરેક ગરજ પછી હોય નાની કે મોટી, તોપણ સર્વ સમયે સહાયને સારૂ કૃપા પામવાને તેના પર ભરોસો રાખતાં શીખવું જોઈએ. જીંદગીની દરેકે દરેક પળે દેવ પર ભરોસો રાખતાં જીવન ગાળવું, એજ સફળતા પ્રાપ્ત કરવાની યથાયોગ્ય પદ્ધતિ છે, એમ કહેવાય. આપણને અનુભવથી માલમ પડશે કે, દેવ પર રાખેલા ભરોસાને ફળ રૂપ મોટો બદલો છે. વળી એ ઉચ્ચ પવિત્ર જીવનની સફળતાનો ખુલાસો આ વાતોમાં મળે છે એટલે કે, "મારાથી (પ્રીસ્ત કહે છે) નિરાળા રહીને તમે કંઈ કરી શકતા નથી. ખ્રીસ્ત જે મને પરાક્રમ આપે છે, તેનાથી હું બધું કરી શકું છું."



# ત્રીજો વિભાગ.



## અધ્યાય ૧ લો.



### ખ્રીસ્ત આપણને સાજા કરનાર.

તેણે પોતે આપણા મંદવાડ લીધા, ને આપણા રોગ ભોગવ્યા. માત્થી. ૮; ૧૭. ઈસુ ખ્રીસ્ત ગઇ કાલે તથા આજે તથા સદાકાળ તેવોને તેવોજ છે. હેબ્રી. ૧૩; ૮.

ઈશ્વરી કે પ્રભુથી સાજાપણામાં કઇ કઈ વાતોનો સમાવેશ થતો નથી તે.

પ્રથમ આપણે તેનો અભાવદર્શક બાબતોનો વિચાર કરીએ. આ વાત નિશ્ચર્યપૂર્વક છે કે, જ્યાં કહીં સારાપણું કે ઉત્તમતા કે સત્યતા જોવામાં આવે છે, ત્યાં તેની કૃત્રિમતા કે વિરોધભાવ તુરત દેખા દે છે. કોઈ પણ ખરા કે કીમતી સિક્કાની હમેશાં નકલ થયા વિના રહેતી નથી. તેવીજ રીતે આ શાસ્ત્રસિદ્ધ સિદ્ધાંતની વિરૂદ્ધ તેના જેવા દેખાતા છતાં અસત્ય સિદ્ધાંતો યોજી કાઢવામાં દેવના સત્યનો સદા વિરોધી સેતાન નિરૂદ્યમી રહ્યો નથી, એમ કહેવાય. એ માટે આ મૂલ્યવાન સિદ્ધાંતની સત્યતાના સંબંધમાં બીજા ભૂલભરેલા મતોથી સાવધ રહેવાની ખાસ અગત્યતા છે.

૧. પ્રભુથી સાજાપણું એ દવા કે ઔષધોપચારનું સાજાપણું નથી. તેમજ તે ઔષધોપચાર તથા બીજા બીજા ઉપાય

ઇલાજો પરની દેવની ખાસ પ્રસન્નતાની માન્યતાથી પ્રાપ્ત થતું નથી. પરંતુ તે તો દેવના સર્વસમર્થ ભૂજનું પ્રત્યક્ષ કે આરોબારનું પરાક્રમ છે. જુઓ ઉપરની કલમ. "તેણે (ખ્રીસ્તે) પોતે આપણા મંદવાડ લીધા." તે ઉપરથી સાફ સમજાય છે કે, માણસની સહાય વિના દેવ મંદવાડ તથા રોગ દુઃખો દુર કરી શકે છે, એમાં કશો શક નથી. જેઓ પોતાના શરીરને વિષે દેવ પર પૂર્ણ ભરોસો રાખવાને તૈયાર તથા આતુર નથી તેઓ જો ઔષધોપચાર પર આધાર રાખે, તો તે સંબંધે અમારે કંઈ કહેવાનું નથી. એવાઓને સારૂ તો કુદરત તથા વિજ્ઞાન શાસ્ત્રના ઉપાય ઇલાજોનો ઉપયોગ કરવો, એ ઉત્તમ માર્ગ છે. વળી એવા ઉપચારો કંઈક દરજ્જે ગુણકારક પણ હોયછે, એ વાતનો સ્વીકાર પણ અમે ઘણી ખુશીથી કરીએ છીએ. જે રોગદુઃખો આ પીડાતા જગત પર હુમલો કરે છે તેને અટકાવવાના માનવ ઉપાયો કે પ્રયાસોમાં કંઈક ગુણ-શક્તિ પણ સમાયેલી હોય છે એમ કહેવાય. પરંતુ એવા સર્વ પ્રયાસની કોઈક વેળા હદ આવી રહે છે, ને તેવે સમયે આપણે નિરાશ થઈ કહીએ છીએ કે, હવે આગળ પગલાં ભરાય એમ નથી. તથાપિ દેવ પરના સજીવ વિશ્વાસ પરત્વે કોઈ સર્વોપરી ઉપાયઇલાજ સંપાદન થાય નહિ, ત્યાં સુધી કોઇએ એવી માણસની મદદનો વગર વિચારે ઇનકાર કરવો નહિ. વળી જે લોકો પોતાની સ્વભાવિક જીંદગીની વાતોમાંથી આગળ વધી કોઇ શ્રેષ્ટ કે ઉત્તમ વાનાંને સારૂ ખ્રીસ્ત પર સંપૂર્ણ ભરોસો રાખવાને દેવથી પ્રેરણા પામ્યા ન હોય, તો બહેતર છે કે, તેઓ કુદરતી તેમજ માનવપ્રો-

જીત ઉપચારોને વળગી રહે. દેવ પવિત્ર શાસ્ત્રમાં પાપની માફી જેટલીજ ખાતરી તથા સ્પષ્ટતાથી રોગદુ:ખોથી સાજાપણું બક્ષે છે, એ વાતની ચોકસ ખાતરી તેમને થવી જોઇએ.

૨. પ્રભુથી સાજાપણું માનસશાસ્ત્રના ધોરણે થયેલું સાજાપણું નથી. વળી તે જેમ ચોમાસાના વખતમાં કાચંડો પોતાની આસપાસના ઝાડપાન તથા ઘાસચારાનો રંગ ધારણ કરી લે છે તેમ જેવી પ્રકૃતિના લોકોના સહવાસમાં આવે તેવું રૂપ ધારણ કરનાર હાલના સમયની માનસિક બુદ્ધિના વિચાર કે તર્કવિદ્યાની પ્રવૃત્તિના તત્ત્વ કે ધોરણે કરીને સાધેલું સાજાપણું નથી. જેને પશ્ચિમ ભણીના દેશોમાં ખ્રીશ્ચન સાયન્સ (ખ્રીસ્તી સંજ્ઞાવાળું છતાં માનવયોજીત સાજાપણું) કહે છે, ને જે લોકપ્રિય થઈ પડયું છે તેના જેવું આ નથી. એક ઠેકાણામાં તેને જીવનવિદ્યાની સંજ્ઞા આપેલી છે, છતાં ખરૂં જોતાં તે પણ ખ્રીશ્ચન સાયન્સનુ રૂપાંતર માત્ર છે.

એવા પ્રકારના સાજાપણાની બાબતમાં માણસનુ જ્ઞાન, બુદ્ધિ તથા મન દેવની જગ્યા લે છે, એમ કહેવાય. એ ઉપચારોથી થયેલું સાજાપણું નથી એ ખરૂં; પરંતુ તે મનોબળના પ્રભાવે કરીને સાધેલું છે. તે તત્ત્વવિદ્યાનું અસત્ય સ્વરૂપ તથા ઇશ્વર વિષેનું શંકાશિળ વિજ્ઞાન છે, એટલે કે, તત્ત્વવિદ્યાનું સ્વરૂપ ધરાવતાં છતાં અસંભવિત તથા ભૂલવામાં નાખનાર તથા ખરા ધર્મના સત્વ રહિતનું શિક્ષણ છે. તેનો પાયો તપાસીએ તો માલપ પડશે કે, જગત ભ્રમણા કે માયારૂપ છે એવી અંદરખાનેની તેવી

માન્યતા છે. તેના માનનારાઓ કંઇક એવો ખ્યાલ કરતા જણાય છે કે, આપણી આંખે દેખાતું આ દેવળનું મકાન એ કેવળ આપણા મનની કૃતિ કે ખ્યાલ કે આભાસ છે, ને સામા માણસના મનમાં એવોજ ભાસ થઈ આવે છે, તેથી આપણે તેને દેવળ કહીએ છીએ; પરંતુ ખરી વાત એ છે કે, દેવળ એ વસ્તુજ નથી; તેતો કલ્પનાનો ચિતાર કે આભાસમાત્ર છે. વળી ધારો કે હું એક માણસને મારી આગળ બેઠેલો જોઉં છું. હું તેને જોઉં છું એ ખરૂં, પરંતુ તે ત્યાં બેઠેલો છે તેનો કલ્પના રૂપ ચિતાર કેવળ મારા મનમાં છે. તેવીજ રીતે હું પોતે પણ ખરી રીતે અસ્તિત્વ ભોગવતો છતાં ભોગવતો નથી; ફક્ત એવો ખ્યાલ સામા માણસના મગજમાં રમી રહેલો છે એટલુંજ. એવી રીતે એ માયાવાદીઓ એટલે સુધી કહે છે કે, શરીર એ વસ્તુજ નથી. એ તત્વને આધારે રોગદુઃખો આ જગતમાં છેજ નહિ; કેમકે જો શરીર નથી તો રોગદુઃખો હોયજ કયાંથી. તેઓ કહે છે કે, એ તત્વની સત્યતા આપણે ગ્રહણ કરીએ તો બધાં રોગદુઃખોનું ઠામ ઠેકાણું રહેતુંજ નથી. તે વિષેનો ખ્યાલ કેવળ દુર કરો તો તે દૂર થયાં સમજવાં. આજ તેઓના વાદનું ખરેખરૂં સ્વરૂપ છે. એ શિક્ષણની ભ્રમણામાં લાખો માણસો ખેંચાઈ ગયાં છે, ને તે વડે હજારો રૂપીઆની કમાણી પણ થઈ છે. વળી તેઓ જેમ શરીર વિષે તેમ બાયબલ વિષે પણ ખ્યાલ કરે છે. તેઓ કહે છે કે, જગતની ઉત્પતિની વાર્તા સુંદર છે ખરી, પણ તે કેવળ લાક્ષણિક છે. નવા કરારમાં ઈસુની જીંદગીનું મનોહર વૃત્તાંત આપેલું છે ખરૂં, પણ ખરી રીતે જોવા જતાં

તેનો આધાર નથી. યોહાન પ્રેરિતે જે ભૂલ ભરેલા મતો વિષે પોતાના પત્રોમાં સખ્ત રીતે લખ્યું છે તેના જેવાજ ઉપરના મતો છે. "હરેક આત્મા જે ઈસુને કબૂલ કરતો નથી તે દેવનો નથી; ને ખ્રીસ્ત–વિરોધીનો આત્મા જે વિષે તમે સાંભળ્યું છે કે તે આવે છે, તે એજ છે, નેતે હમણાં પણ જગતમાં છે." તેઓના એ શિક્ષણથી ઈસુ નાં દેહમાં પ્રગટ થયાની વાતનો ઈનિકાર કે અનાદર થાય છે. વળી તે વડે ખ્રીસ્તના મનુષ્ય દેહની સત્યતાનો નકાર થાય છે, તેથી તે ખ્રીસ્તવિરોધીના શિક્ષણ જેવુંજ છે. એને પ્રભુથી સાજાપણાની સાથે કંઈજ સંબંધ નથી. તે કેવળ વૃથા કહેવાતી જીવન વિદ્યાની ખોટી ભ્રમણા છે. તે ખ્રીસ્તના ઉત્તમ ધર્મનો અંદર ખાનેથી વિનાશસાધક મત છે. આપણે એવા મત-વાદોને એટલા ધિક્કારી કાઢયા છે કે, આપણે બીજાઓને ચેતવવાને જોઈએ તેટલી દરકાર કરી નથી એમ કહેવાય. આપણે શરૂઆતમાં તેને અપાયકારક ગણતા નથી; પરંતુ મનુષ્ય સ્વભાવ કેવો ભ્રષ્ટ તથા કપટી છે, એ વાત વિસારે મુકીએ છીએ. પ્રેરિત પાઉલ કહે છે કે, આ જગતના જ્ઞાનીઓ દેવની આગળ મૂર્ખો ઠરે છે. વળી લખેલું છે કે, "દેવ જ્ઞાનીઓને તેઓની ચતુરાઇમાં પકડે છે."

યુરોપ અમેરિકામાં જ્ઞાનની વૃદ્ધિથી એવુંજ બન્યું છે. ત્યાંની મોટી મોટી કોલેજોના શિક્ષિત તથા બુદ્ધિવંતોએ એવા ભૂલભરેલા મતો ચલાવ્યા છે. પરંતુ તેમના શિક્ષણથી દેવ પરનો સાદો વિશ્વાસ નષ્ટ થાય છે; તે વડે ખ્રીસ્તના પ્રાયશ્ચિત્તની સત્યતા પાયમાલ થાય છે; કેમકે જો પાપ

નથી તો પ્રાયશ્ચિત પણ નથી. હું તો ખરૂં કહું છું કે, એ શિક્ષણથી સાજાપણું પામું તેના કરતાં દરેકે દરેક પ્રકારનાં રોગદુઃખો કે મંદવાડ આખી જીંદગીભર ભોગવતો રહું, એ વધારે પસંદ કરૂં.

૩. પ્રભુથી સાજાપણું એ કોઈ વ્યક્તિની આકર્ષક શક્તિથી સાધેલું સાજાપણું નથી. વળી તે એક વ્યક્તિના શરીરમાંથી બીજાના શરીરમાં દાખલ કરવામાં આવતા આકર્ષક શક્તિના પ્રવાહ કે પ્રભાવે કરીને થયલું નથી. આ જગતમાં એવી વ્યક્તિગત શક્તિ હશે કે કેમ, એ ગુઢ વિષય છે. ને જે ગુપ્ત બળ એવી શક્તિના જેવું માલુમ પડે છે તે ખૂદ માણસના પોતાનામાંજ ગુપ્ત રહેલાં કારણોને લઈને હશે, કે જેથી મગજપર અસર પણ થતી હશે. તે વાત ગમે તેમ હોય, પણ પ્રભુથી સાજાપણાના સિદ્ધાંતના માનનારાઓ તથા હિમાયતીઓ એવી શક્તિનો અનાદર કરે છે. જે માણસ પ્રભુથી સાજાપણાના સત્ય સિદ્ધાંતનો ખરેખરો કારભારી છે તે તો રોગદુઃખોથી પીડાતા દરદીના સાજાપણાના સંબંધમાં હમેશાં એવી વૃતિ રાખશે કે દરદીની દૃષ્ટિ પોતા પર નહિ, પણ ખ્રીસ્તના પર ચોંટે, એ માટે કે તે એકલા ખ્રીસ્ત પાસેથી સાજાપણું પામે. આના સંબંધમાં પ્રભુના સેવકે દરદીની દૃષ્ટિમાં પોતે આકર્ષણનું કારણ થઇ ન પડે, એ વાતની ખાસ સંભાળ રાખવાની છે. માણસ ગમે તેવો પવિત્ર હોય, તો પણ તે સાજાપણું કરી શકવાનો દાવો કરી શકે નહિ. પ્રભુથી સાજાપણું તો કેવળ જીવતા પ્રભુ ખ્રીસ્તના હૃદય સાથે હૃદય તથા જીવ સાથે

જીવ જોડનાર હસ્તીના નિકટના સમાગમ કે સંગતથી સાધિત થાય છે. હા, કેવળ તેનીજ સાથેની સંગત કે સજીવ તથા સાદા વિશ્વાસના પવિત્ર સંબંધથી તે પ્રાપ્ત થાય છે.

૪. પ્રભુથી સાજાપણું એ આત્માઓ સંબંધીના સિદ્ધાંતની માન્યતાથી થયલું સાજાપણું નથી. આ વાત નિશ્ચયપૂર્વક છે કે, શેતાન માણસના શરીર પર અમુક સત્તા કે અધિકાર ચલાવે છે. જો તે માણસને રોગદુઃખથી પીડી શકે છે, તો તે તેવી સત્તા ચલાવતો હોવોજ જોઈએ. વળી જો તે શરીરની તંદુરસ્તી બગાડી શકે એવી શક્તિ ધરાવતો હોય, તો તેની મરજી પડે શરીરમાંથી નીકળી જાય ત્યારે તેને તંદુરસ્તીમાં મૂકતો જાય, એ સ્પષ્ટ છે. તેમજ વળી જો ખ્રીસ્તના સમયમાં એક સ્ત્રીને ૧૮ વરસ પર્યંત બાંધી રાખવાનું પરાક્રમ તેને હતું, તો ચાહે તેટલી ત્વરાથી તેને સમી પણ કરી શકતો હતો, એમ કહેવાય. જો તે સમયમાં તેનું કામ માણસોને રોગદુઃખોથી પીડા દેવાનું હતું, તો તેનું તેજ કામ તે હાલનાં સમયમાં પણ ચાલુ રાખે, એમાં કશો શક નથી. જો કોઈ માણસ તંદુરસ્ત તથા સશક્ત રહી તેના ઉપયોગમાં વર્ત્તો આવી શકે એમ હોય, તો તે તેને તેવી સ્થિતિમાં રાખી શકે છે. પણ બીજા કેટલાએકને તો અશક્તપણા તથા વેદનામાં રાખીને, વધારે સારી રીતે પોતાના કામમાં વાપરે છે. સર્વ જમાનામાં લોકો પોતાને સારૂ પ્રસન્નતા તથા સહાય સંપાદન કરવા સારૂ શૈતાની પરાક્રમનો આશ્રો ધરવામાં જે આગ્રહતા દેખાડતા આવ્યા છે, તેની આપણાથી ના પડાય એમ નથી. એવું વલણ જગતના આરંભથી

ચાલતું આવેલું જણાય છે. તે વલણ આપણે જંગલમાં વસતા લોકો તથા આફ્રિકાના અજ્ઞાન લોકોમાં પણ જોઇએ છીએ. ખાસ કરીને રોગ દુ:ખોથી પીડાતાઓના સાજાપણાને સારૂ તંત્રમંત્ર જપવામાં આવેલા છે, ને કહે છે કે, ઘણી વેળા તે દૂર કરવામાં ફળીભૂત પણ થયા છે. આત્માઓ સંબંધીના સિદ્ધાંતના અખતરા કે પ્રયોગો પણ ખરા પડે છે, એમાં કંઈ શક નથી. તે ઉપરથી તો ભુંડા આત્માઓના અસ્તિત્વની નિશ્ચયતાનો પુરાવો મળે છે. વળી તે ઉપરથી છેલ્લા દિવસો સંબંધી દેવે આપેલી ગંભીર ચેતવણીઓની સાબિતિઓ પણ મળે છે કે, છેલ્લા દિવસોમાં દુષ્ટ કે શેતાની આત્માઓ પૃથ્વીમાં પ્રગટ થશે, ને ચમત્કારો દેખાડશે, એવી રીતે કે જો બની શકે, તો તેઓ દેવના પસંદ કીધેલાઓને પણ ભૂલાવશે. તથાપિ દેવના ખરા સેવકો તેમાં ફસાશે નહિ, એ ખાતરીપૂર્વક છે. પ્રિય વાંચનાર, તમારામાંનો કોઈ એ વાતોમાં સંબંધ ધરાવતો હોય, તો તેણે સાવધ રહેવું કે, રખેને તે દેવનો દીકરો ન હોય. એ માટે જેઓ પોતાના આત્માનું ખરેખરૂં ભલું ઇચ્છતા હોય, તેઓ એ શેતાની મતોથી સાવધ રહે, એવી ચેતવણી હું આપું છું. કદાપિ તેમને એમાં કંઇક સત્યતા પણ માલમ પડે, તો પણ તે પરાક્રમ ભારે, હા, વિનાશક જોખમભરેલું છે. તે વડે ખ્રીસ્ત પરનો તેમનો તારણસાધક વિશ્વાસ તે મોહરૂપ સમુદ્રના વિકરાળ મોજાં તળે ગરક થઈ જાય એમ છે.

**૫. પ્રભુથી સાજાપણું પ્રાર્થનાસાધિત સાજાપણું નથી.** એવા ઘણાએક ખ્રીસ્તીઓ છે કે, જેઓ પોતાને સારૂ

બીજાઓ પાસે પ્રાર્થના કરાવવામાં આતુરતા કે ઇચ્છા દેખાડે છે. પરંતુ તેમ કરવામાં તેમનો એવો હેતુ હોય છે કે, જો તેઓ પોતાના લાભમાં કેટલાક માણસો પાસે કરાવેલી પ્રાર્થનાઓનું બળ કે એકાગ્રતા જમાવે, તો પછી તેમનું ભલું થવામાં પ્રમાણસર બળ કે શક્તિનો પણ જમાવ થવાનોજ; ને એમ તેઓ તો આખા જગતના ખ્રીસ્તીઓ તેમને સારૂ પ્રાર્થના કરે, તોજ સાજાપણું પામવાની અપેક્ષા રાખે છે. તેમના મગજમાં એવો ખ્યાલ ભરાઈ ગયલો હોય છે કે, પ્રાર્થનામાં મોટું બળ રહેલું છે. એ માટે જો પ્રાર્થનાઓનો ખાસ જમાવ થાય, તો તેની અસર થયા વિના રહે નહિ; ને વળી જો જોઈતા પ્રમાણમાં પ્રાર્થનાઓ કરવામાં આવે, તો તો પર્વતો પણ ખસેડાઈ જાય, ને દેવની અભેદ્ય ઇચ્છાનો પણ તેમના લાભમાં ભંગ થયા વિના રહે નહિ. તેઓની એવી માન્યતામાં એવાજ પ્રકારની સમજણ હોય છે. પરંતુ જ્યાં લગી પ્રાર્થના દેવના હૃદયમાંથી ઉદ્ભવેલી નથી કે પછી તેની પોતાની પ્રેરેલી ન હોય, ત્યાં લગી તેમાં કંઈ શક્તિ કે બળ નથી, એ નિઃસંદેહ છે. આપણે ખ્રીસ્ત જે આપણને સાજા કરનાર જીવતો પ્રભુ છે તેની સાથે જીવતા સંબંધ કે સંગતમાં જોડાઈએ નહિ, ત્યાં લગણ તેનાથી સાજાપણું મળનાર નથી. પ્રભુથી જે સાજાપણું તેતો તેના પોતાના સામર્થ્ય કે પરાક્રમના સ્પર્શથી થાય છે. એ માટે તે પ્રાર્થનાસાધિત નથી; પરંતુ ખ્રીસ્ત પ્રભુથી થયલું સાજાપણું છે.

૯. પ્રભુથી સાજાપણું એ વિશ્વાસસાધિત સાજાપણું નથી. તેને વિશ્વાસસાધિત કહેવાથી ભાસજ ખોટો પડે છે,

ને ઘણી ખુશીની વાત છે કે, એ શબ્દ તેના સંબંધમાં વપરાતો બંધ પડયો છે. કેવળ વિશ્વાસ પરજ એવી રીતે ચિત્ત લગાડવામાં આવે કે, તે દેવ તથા માણસના આત્મા વચ્ચેનું સ્થાન ભોગવે, તો તે જોખમકારક છે, એમ કહેવાય, વળી જો આપણા વિશ્વાસથીજ આપણને સાજાપણું મળશે, એવી અપેક્ષા રાખીએ, તો તે ખોરકને બદલે ચમચો ખાઈ લેવા બરોબરની વાત ઠરે. એ માટે આપણે આપણા પોતાના વિશ્વાસ પરજ સઘળો આધાર રાખી રહેવાનું કરીએ, તો તો તે વિશ્વાસ પણ ગુમાવી બેસવાનો સંભવ છે. કેવળ દેવ એકલો સતત સાજાપણું બક્ષનાર છે. એ માટે પ્રાર્થનાઓ, વિશ્વાસ અથવા ગમે તે બીજાં સાધનો હોય, તે સર્વ પરનો આધાર જેમ કમી કરતા જઈએ, તેમ સાજાપણારૂપી આત્મિકદાન પામવાનો સંભવ વધારે રહે છે, એ ખાતરી પૂર્વક વાત છે.

૭. પ્રભુથી જે સાજાપણું તે મનોબળ કે ઇચ્છાશક્તિ-સાધિત નથી. કોઇ પણ માણસમાં એવી શક્તિ નથી કે જે પોતાનાં રોગદુઃખોની નિર્બળતા કે લાચારીપણા પર જીત મેળવીને તેને સશકતપણામાં બદલી શકે. યંત્રશાસ્ત્રનો ખાસ એવો નિયમ છે કે, કોઈ વસ્તુ એની મેળે ગતિ કે ચલનવલન કરી શક્તિ નથી. તેને સારૂ તો તેની બહારની કોઈ બીજી શક્તિની જરૂર રહે છે. આરકીમીડીઝ નામે ગ્રીક તત્વવેત્તા કહેતો હતો કે, જો પૃથ્વીની બહાર રહી કોઇક શક્તિ કામે લગાડી શકાય, તો તો તેનું સુક્ષ્મદર્શન સહેલથી કરી શકાય; પરંતુ તેની અંદરની બાજુએ રહી કંઈ બની શકે નહિ,

એ ખુલ્લું છે. તેવીજ રીતે જો કોઈ માણસ એક વેળા પુરો અશકત થઈ નીચે પડયો, તો પછી તેનામાં રહેલી સઘળી ગુપ્ત શક્તિઓનું તેને ઉઠાડવામાં કંઇ વળે એમ નથી. એ માટે ખરૂં જોતાં વારંવાર મોટો વાંધો માણસની ઇચ્છામાં રહેલો છે, એટલે કે તે પોતાની ઇચ્છાના બળે કરીને પોતાને ઉંચો કરવા મથે છે. પરંતુ તેની બહારની કોઈ શક્તિ મળે, તો તે ઉચ્ચ સ્થિતિએ પહોંચે એમ છે, નહિતો સદા અધમાવસ્થામાંજ સડયો રહેવાનો. આ દેશના કેટલાક લોકો પોતા પર ઘણો આધાર રાખે છે, ને ખાસ કરીને ધર્મની બાબતમાં તેઓ એમ કહેતા જણાય છે કે અમારામાં રહેલા ગુપ્ત સારાપણા તથા શકિતદ્વારા અમે પોતાને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડી શકીશું; પરંતુ તે કેવળ મિથ્યાવાદ છે. માણસને એક ખરા તથા જીવતા તારનાર ખ્રીસ્તની ભેટ થવી જોઇએ. તેણે તેના પર વિશ્વાસ લાવી પોતાની ઇચ્છા તેને આધિન કરવી જોઇએ; કેમકે ત્યારેજ તે પોતાની પ્રસન્નતાને લીધે આપણામાં ઇચ્છવાની તથા કરવાની પ્રેરણા કરે છે. પોતાની ઇચ્છા ખ્રીસ્તને સોંપી દીધા બાદ માણસને જે મોટું આશ્વાસન મળે છે તે એ કે, તેને જોઇતી સર્વ શકિત દેવ બક્ષે છે. વળી તે કહે છે કે મારે જોઈએ તે શકિત કે બળ કે હરકોઈ વાનું દેવ પાસેથી પામવું, એ કેવું સહેલ હા, કેટલું બધું સુગમ કે સુતર છે ! કેવળ વિશ્વાસદ્વારા દેવના સમર્થ હાથને સ્પર્શ કરી તેના અખૂટ જીવનમાંથી જ્યારે ને જેટલી જોઇએ ત્યારે ને તેટલી શકિત કે બળની પ્રાપ્તિ થાય છે.

૮. પ્રભુથી સાજાપણું દેવની ઇચ્છાની અવગણના તથા

અનાદર કર્યાથી મળનાર નથી. તેની ઇચ્છાને આધિન ન થતાં આપણે એમ કહેવાનું નથી, કે મારૂં સાજાપણું કરવાની દેવની ઇચ્છા હોય કે ન હોય, તોપણ મારે તે જોઇએજ જોઈએ. ઉલટું તે સાજાપણાના આશીર્વાદની પ્રાપ્તિમાં આપણે માટેનો દેવ પોતાનો સર્વોત્તમ મનોરથ પૂર્ણ કરે છે, એવી સમજ પકડવી જોઇએ. આપણા શરીરોનું સાજાપણું કરવાની દેવની ઇચ્છા છે, એનું આપણને જ્ઞાન ન થાય, ત્યાંસુધી તેને સારૂ દેવ પર વિશ્વાસ કરવાનું બનતું નથી; પરંતુ તે વાતની ખાતરી થયા પછી આપણને એમ કહેવાની હિંમત આવે છે કે, મારા સાજાપણા વિષે દેવની ઇચ્છા છે, તેથી હું તે પામવાની ઇચ્છા કે અભિલાષા ધરાવું છું.

૯. પ્રભુથી સાજાપણું એ આપણા શરીરોના અજર અમરપણાની સ્થિતિ નથી; પરંતુ તેતો આપણું જીંદગીનું કામ સંપૂર્ણ કરવા સારૂ દેવે બક્ષેલી ખ્રીસ્તના જીવનની ભરપુરી છે; ને ત્યાર કેડે જીંદગીના અંત પછી ખ્રીસ્તના આવવાની વેળાએ આપણે ઉત્થાનના જીવનથી વેષ્ટિત થઇશું.

૧૦. પ્રભુથી સાજાપણાની સેવા કંઇકિ લાભ મેળવવા સારૂ પસંદ કીધેલા વૈદકના કે બીજા ધંધા તરીકે કરવાની નથી. પોતાની મહાન કૃપાથી દેવે આપણને સાજાપણું કરવાની ઉત્તમોત્તમ સેવા સોંપી હોય, તો તે આપણે શુદ્ધ ભાવે કરવાની છે. પરંતુ જો કદાપિ દૈહિક લાભની ભાવનાનો અંશમાત્ર તેને અંગે જણાય, તો આપણે તેને ધિક્કારી પૂર્ણ અનાદર કરવાનો છે. દેવનાં સર્વ ઉત્તમ દાનો કાલવરી ટેકરી પરના વધસ્તંભે વહેવડાવેલા ખ્રીસ્તના અમૂલ્ય રકત જેવાં મફતોમફત તથા વગર મુલ્યે બક્ષવામાં આવે છે.



## અધ્યાય ૨ જો.

---

### પ્રભુથી સાજાપણું એટલે શું, તે વિષે.

૧. પ્રભુથી સાજાપણું એ માણસના શરીરમાં સિંચેલું દેવનું અલૌકિક તથા ઇશ્વરી પરાક્રમ છે. દેવનું તે અમાનુષિક પરાક્રમ મનુષ્ય શરીરમાં રોગ:દુખોથી નિપજતી નિબળતાને બદલે દેવ પોતાનું જીવન તથા સામર્થ્ય ભરી તેને નવી રીતે બળવેષ્ટિત કરે છે. બીજી રીતે કહીએ, તો તે દેવની અપરંપાર શક્તિના કેવળ સ્પર્શ સિવાય બીજું કંઇ નથી. તેજ પરાક્રમે કરીને યૈરસની દીકરીને મુએલાંઓમાંથી ઉઠાડવામાં આવી હતી, તેમજ વળી તેના તેજ પરાક્રમે કરીને આપણા આત્માનું તારણ પણ થયેલું છે. તો દેવ પોતાનું તેનું તેજ સામર્થ્ય હાલના સમયમાં દેખાડે, એ આશ્ચર્યજનક છે શું? મુએલાંઓને સજીવન કરવા કરતાં પાપમાં મુએલા માણસના આત્માનો પુનર્જન્મ કરવા સારૂ દેવને વત્તા પરાક્રમની જરૂર પડે છે. માણસના એક આત્માને ખંડી લેતાં તથા પોતાના સંતોને અંત સુધી ખ્રીસ્તમાં સ્થિર રાખવા કરતાં તો કબરોને કંપાવી વર્ષો પર્યંત તેમાં મુકી રખાયલાંઓનાં શરીરોને ઉઠાડવાને દેવને ઓછું પરાક્રમ ખર્ચ કરવું પડે છે, એમ કહેવાય.

૨. પ્રભુથી સાજાપણાનો સિદ્ધાંત માણસના વિચારો કે તર્કો તેમજ પ્રભુથી સાજાપણું પામેલાંઓની સાક્ષીઓના

પુરાવા પર યોજાયલો નથી; પરંતુ તે કેવળ દેવના પવિત્રશાસ્ત્ર પર રચાયલો છે. જો એ સિદ્ધાંતનો પુરાવો શાસ્ત્રમાં મળતો ન હોય, તો આખા જગતમાંથી તેને અંગેની સાક્ષીઓના પુરાવાનો સંગ્રહ કરવાથી પણ તેની સત્યતાની સાબિતી થઈ શકે નહિ, એ ખાતરીપૂર્વક છે. વળી જો માણસોની બુદ્ધિ-યોજીત તર્કો, અનુમાનો તથા સિદ્ધાંતોનો પુરાવો દેવના વચન વડે સ્થાપિત થયલો ન હોય, તો તે નિર્માલ્ય કે નિસ્સાર છે, એમ કહેવાય. પરંતુ આ સિદ્ધાંતનો પાયો તો દેવના અનંત વચન પર રચાયલો છે; નહિતો તે કેવળ માનવયોજીત ઠરે.

૩. પ્રભુથી સાજાપણાના સિદ્ધાંતની માન્યતામાં દેવની પવિત્ર ઇચ્છાનો પરિચય કે ઉંડી ઓળખ તથા તે પ્રત્યેની અગાધ આધિન વૃતિની ભાવનાનો સમાવેશ થાય છે. દેવનો હરેક સેવક જે પ્રભુથી મળતા સાજાપણાની શોધમાં લાગેલો હોય છે, તે પોતાના શરીરના સાજાપણા સંબંધી દેવની ઇચ્છા પુરી રીતે જાણતાં સુધી ધીરજ રાખી રહે છે; પરંતુ તે સંબંધીની ખાતરી પામ્યાબાદ તો તે તેની પ્રાપ્તિનો હકદાવો દૃઢ તથા મક્કમ રીતે કરે છે. પરંતુ જો કોઈ રોગ:દુખોથી પીડિત પ્રભુના સેવકને એવી ખાતરી થઇ હોય કે, દેવે મને સોંપેલી સેવા સંપૂર્ણ થઇ છે, ને હવે દેવ મને પોતાની પાસે બોલાવી લે છે, તો તેણે તે પવિત્ર ઇચ્છાને આધિન થઈ દેવના ધન્યતાયુક્ત હાથમાં પડી શાંત વિશ્રાંતી લેવી જોઇએ. એ માટે પ્રિય મિત્રો, જો તમારામાંના કોઈને દેવ તરફથી એવી ચોકસ ખાતરી થઈ હોય, તો

તેમાંથી ડગાવવાની હિંમત હું ધરૂં નહિ. એવી સ્થિતિમાં તો હું તમારે માટે તમારી મરણપથારી પર શાંતિભર્યો મીઠો દિલાસો દેવાની તથા તમને દેવની પવિત્ર ગોદમાં સદાનો વિશ્રામ લેવા જવાનું આશ્વાસન દેવાની ઈચ્છા ધરાવું. તથાપિ જો તમારૂં કામ પુરૂં થયું ન હોય, એવું તમને દીસે, તેમજ વળી તે સંબંધી તમને દેવ તરફથી પુરો પ્રકાશ પડયો ન હોય, ને દેવને આધિન રહી જીંદગીની દોડ આનંદ સહિત પુરી કરવાની તમારા હૃદયમાં ખરેખરી કે યથાર્થ ઈચ્છા હોય, તો તો જે પ્રભુએ બે હજાર વર્ષ ઉપર આ ધન્ય વચનો ઉચ્ચાર્યા હતાં કે, "આ બાયડીને આ બંધનથી (શરીરની ભારે અબળતા) છોડવી જોઈતી ન હતી શું"? તેજ પ્રભુ અત્યારે પણ તે સમયની માફક તેવોજ પૂર્ણ દયાળુ ને તમારા પ્રત્યે પુરી દિલસોજી કે અનુકંપા દર્શાવનાર છે. તમારા ભારે રોગદુ:ખોની નિર્બળતા કે લાચારીપણાની મધ્યે તે તમને એમ કહે છે કે, "મારા દીકરા કે દીકરી તમને સાજાપણું ન મળવું જોઈએ શું"? ખરેખર એ કરૂણામય વચનો તમારા સાજાપણા સંબંધી તમને ખાતરી ઉપજાવવાને પુરતાં દિલાસાદાયક છે, એમ કહેવાય.

કદાપિને એમ હોય કે, તમારી માંદગી કે અબળતા એ ખ્રીસ્તમાં તમને કેળવીને દૃઢ તથા ઉચ્ચ આત્મિક અનુભવ કરાવવા માટે અગત્યની સુધારણા સારૂ આવવા દીધી હોય. વળી તારણ પામ્યાબાદ ખ્રીસ્તે તમને કંઈક ખાસ પ્રકારની સેવા અથવા તેની સુવાર્તાની શાહેદીને સારૂ તમને તેડયા હોય, પણ તમે તેનાથી એ બાબતોમાં કોઈક વાનું પાછું રાખ્યા કરતા હો. એ માટે જો

તમારી સ્થિતિ એવી હોય, તો તો મને સહેજ ધાસ્તી રહે છે કે, તમે તે વાંધા પડતી વાતો દુર ન કરો, ત્યાંસુધી પ્રભુથી તમને સાજાપણું મળી શકે નહિ. તેમજ વળી તમારા જીવનમાં કંઈક દોષયુક્ત તથા વક્ર સ્થિતિ કે વૃતિ આવી ગઈ હોય, તો તમે તે યથાસ્થિત કરો નહિ, ત્યાં સુધી દેવ તરફથી તમને તંદુરસ્તી બક્ષવામાં આવે નહિ. તમને સોંપેલી સેવા વિષે તમે શિથિળ કે મંદ થયા હો, તો તે બાબતમાં પુરી આધિનતા ન દર્શાવો, ત્યાં સુધી દેવ કેવી રીતે તમને સાજાપણું બક્ષે ?

એવી રીતે દેવનાં પ્રિય છોકરાં પર આવવા દીધેલી માંદગી કે રોગદુઃખોના સેંકડો હેત્વાર્થ હોય છે; પરંતુ તે વાત દેવ તમારા હૃદયમાં પોતાની મધુર વાણીદ્વારા પ્રગટ કરશે, એ ખાતરીપૂર્વક છે. " કેમકે ઇશ્વર એક વખત બોલે છે, હા, બે વખત, પણ માણસ લેખવતો નથી. સ્વપ્નમાં રાતનાં સંદર્શનમાં જ્યારે માણસો ભર નિદ્રામાં પડેલાં હોય, બિછાના પરનાં ઝોકાંમાં હોય; ત્યારે તે માણસોના કાન ઉઘાડે છે, ને તેઓ પર શિખામણની મુદ્રા કરે છે, કે તે માણસને તેની મતલબથી પાછો હઠાડે, ને માણસથી અહંકાર છુપાવે. તે તેના આત્માને ખાડામાં પડવાથી, ને તેના જીવને તરવારથી નાશ પામવાથી પાછો રાખે છે. વળી તેના બિછાના પર તેને થતા દુઃખથી ને તેનાં હાડકામાં થતી જાથુ વેદનાથી તેને એટલી શિક્ષા મળે છે કે, તેનો જીવ અન્નને, ને તેનો આત્મા સ્વાદિષ્ટ ખોરાકથી કંટાળે છે. તેનું માંસ ગળાઈ જઇને અદૃશ્ય થયું છે, ને તેનાં હાડકાં

જે દેખાતાં ન હતાં, તેમના ઢેકા નિકળ્યા છે. હા, તેનો પ્રાણ કબરની નજીક તથા તેનો જીવ નાશ કરનારાઓની પાસે આવી પહોંચ્યો છે. માણસને વાસ્તે શું યથાર્થ છે તે તેને દર્શાવવાને, હજારમાંનો એક દૂત, દુભાષિયા તરીકે, તેની સાથે હોય; ત્યારેતો એ તેના પર કૃપાવાન થઈને કહે છે કે, ' તેને કબરમાં જતાં બચાવો, કેમકે તેના છુટકાની કિમ્મત મને મળી છે, બાળકના કરતાં પણ તેનું માંસ તાજું થશે; તે તેની જુવાનીના સમયની સ્થિતિમાં પાછો આવેછે." પોતાના સેવકો પર આવવા દીધેલી યથાયોગ્ય શિક્ષામાં દેવનો હેત્વાર્થ એવાજ પ્રકારનો હોય છે. તેમનાં શરીરો પ્રત્યેની પોતાની વર્તણુકદ્વારા દેવને ઘણી ઘણી વાતો તેમને શિખવવાની હોયછે, તેથી સાજાપણું પ્રાપ્ત થઈ શકે તથા તે પામ્યાબાદ તેને કેવી રીતે જાળવી શકાય, એને માટે પોતાની વર્તણુકના સંપૂર્ણ મનોરથની સમજણ તેમના હૃદયમાં ઉતરે, એ જરૂરનું છે. પ્રભુથી સાજાપણાની સ્થિતિ કાંઈ સ્વેચ્છાપૂર્વક ચાલને સારૂ દેવે કરી આપેલી સનદ નથી; પરંતુ તે પામ્યાબાદ માણસ દેવ સાથેની નિકટની સંગત કે સમાગમમાં ચાલે, એ ખાસ અગત્યનું છે. જ્યારે દેવનો કોઇ સેવક એવી રીતે તેની સાથે સલાહશાંતિ તથા અધિનતાના બંધને ચાલે છે, ત્યારે તેનામાં તેનું જીવન સંપૂર્ણ રીતે વહી શકે છે, એમ કહેવાય. એ માટે દેવની સ્તુતિ થાઓ કે, જ્યારે આપણે પવિત્રાઈના જીવનમાં ચાલીએ છીએ, ત્યારે સેતાન સાથેનો સંબંધ ધરાવી શકતા નથી.

પ્રભુથી સાજાપણું એ ખ્રીસ્તે કીધેલા ઉદ્ધારનું સ્વાંગ છે. જે ઉત્તમ દાનો તે આ પૃથ્વી પર માણસોને બક્ષવા

આવ્યો તેમાંનુ આ એક છે. વળી કાલવરીના વધસ્તંભે કીધેલા ખ્રીસ્તના મરણયજ્ઞ પર તેનો પાયો યોજાયલો છે. એમ લખેલું છે કે, "તેને કબરમાં જતાં બચાવો, કેમકે તેના (ખ્રીસ્તપર વિશ્વાસ કરનાર) છુટકાની કિમ્મત મને મળી છે." એ માટે માણુસના શરીરનું સાજાપણું એકલા પ્રભુથીજ થાય છે. વળી "તેના (ખ્રીસ્ત) સોળથી આપણને સાજાપણું મળ્યું છે," એમ યશાયાહે કહ્યું હતું. ખ્રીસ્તના ઉદ્ધારનો ઉદ્દેશ એવાજ પ્રકારનો છે. પ્રિય મિત્રો, શરીરના સાજાપણા પર આપણો હકદાવો છે; કેમકે આપણા શરીરોની દંડાજ્ઞા તેણે વધસ્તંભ પર પોતાના શરીરમાં ભોગવી છે. તો તે દાનને સ્વીકારી લો, ને તમારા શરીરોનું સાજાપણું ખ્રીસ્તના સોળોએ કરીને સિદ્ધ થયેલું છે, તેથી તેના પર વત્તો પ્રેમ કરો. સોળ શબ્દ મૂળભાષામાં એક વચનમાં છે, એ મને વત્તું પસંદ આવે છે; કેમકે તે ખાસ અર્થસુચક છે. ખ્રીસ્તનું શરીર એવી રીતે કચરવામાં આવ્યું હતું કે, આખા શરીર પર સોળો ઉઠવાથી છુંદાઈ છોલાઈ એકજ સોળરૂપ દીસતું હતું. અરે, આપણે લીધે તેના શરીર પર તલમાત્ર જગ્યા ઘવાયા વિનાની રહી નહતી! વળી પ્રિય મિત્રો, તમારા કે મારા શરીરના દરેક દરેકે અંશ કે કણમાત્રને સારૂ ખ્રીસ્તે ખંડણી ભરી આપી સંપૂર્ણ કે સર્વાંગી ઉદ્ધાર સિદ્ધ કીધેલો છે.

૪. પ્રભુથી સાજાપણું એ ઇસુ ખ્રીસ્ત જે પોતાનાજ શરીરમાં મુએલાંઓમાંથી ઉત્થાન પામ્યો તેના જીવનની રૂએ

પ્રાપ્ત થાય છે. તે પોતાના જીવતા શરીરે આકાશમાં ચઢી ગયેલો છે. આપણાથી અત્યારે જેનો સ્પર્શ કરી શકાય, એવા માંસ તથા હાડકાંના હાથપગો સજીત શરીરધારી ખ્રીસ્તને જોઈ શકાય એમ છે. વળી તે આપણી સાથે બેસી પુરાતન કાળની પેઠે જમણ પણ કરી શકે. તેનું શરીર આભાસ રૂપ કે અસ્થુળ નથી; પરંતુ તેને આપણા જેવું માંસ તથા રૂધીરનું શરીર છે. આપણા સ્થુળ દેહધારી જીવતા તારનારની પ્રકૃતિ એવી જ છે; ને તે પોતાનું સામર્થ્ય તમારા કે મારામાં સિંચી પોતાના ઉત્તમ પ્રકૃતિમય જીવનના ભાગીદાર કરવાને શક્તિવાન તથા રાજી છે. એ માટે આ વાત નિશ્ચયપૂર્વક છે કે, ખ્રીસ્તનું પોતાનું જીવન આપણા શરીરોમાં વહેવાથી આપણને સાજાપણું પ્રાપ્ત થાય છે. ખરેખર એવો સંબંધ કે યોગ સુકોમળ છે. હા, લગ્ન સંબંધ કરતાં પણ તે વધારે નિકટનો કે ગાઢો છે. એવા સંબંધને યોગે ખૂદ તેના પોતાના શરીરમાં વહેતું ઉત્તમ જીવન આપણાં શરીરોમાં સ્ફુરિત થાય છે. તો પ્રભુથી સાજાપણું કેવું ઉત્તમ પ્રકારનું છે.

૫. પ્રભુથી સાજાપણું એ આપણા શરીરને સજીવન કે નવા જીવનથી વેષ્ટિત કરનાર દેવના પવિત્ર આત્માનુ કાર્ય છે. પ્રભુ ઇસુ જે વેળા આ પૃથ્વી પર હતો, તે વેળા તેણે પોતાના દૈવીપણાથી માંદાંઓને સાજાપણું બક્ષ્યું ન હતું; એમ કહેવાય. પરંતુ જેમ તેણે કહ્યું કે, “જો હું દેવના આત્માથી ભૂતોને કાઢું છું, તો દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે” તેમ તે પવિત્ર આત્માથી સાજાપણું કરવાની

સેવા કરતો હતો. વળી યશાયાહના પુસ્તકમાં લખેલું છે કે, "પ્રભુ યહોવાહનો આત્મા મારા પર છે, કારણ કે નમ્રોને વધામણી કહેવા સારૂ તથા હૃદયભંગિતોને સમાં કરવા સારૂ યહોવાહે મને અભિષિક્ત કીધો છે." એ માટે જે દિવ્ય વ્યકિતને આસરે સાજાપણું કરવાનું પરાક્રમ પ્રદર્શિત કરવામાં આવે છે, તે તો દેવના પવિત્ર આત્મા છે. વળી ખાસ કરીને હાલના સમયમાં આપણે દેવના એજ આત્માને આપણી મધ્યે કામ કરતો જોવાની અપેક્ષા રાખવી જોઇએ; કારણ કે હાલનો સમય એ પવિત્ર આત્માનો જમાનો છે, આ જમાના વિષે એવી ભવિષ્યવાત ઉચ્ચારવામાં આવી હતી કે, તેમાં ચિહ્નો તથા આશ્ચર્યો કે અદ્દભૂત કાર્યો જોવામાં આવશે. વળી જુઓ સામસુનને કેવી રીતે બળ પ્રાપ્ત થયું હતું. તેના પર દેવનો આત્મા આવ્યો ત્યારે તે તે બળથી વેષ્ટિત થઈને પ્લીસ્તીઓના દેવ દાગોન સુદ્ધાં તેમના મંદિરને ધૂળ ભેગું કરી શકયો હતો. દેવના આત્માનું પરાક્રમ તેના શરીરમાં રગે રગે વ્યાપેલું હતું. એવીજ રીતે જે વેળાએ દેવની એ વિજળી સમાન આગ આપણા શરીરોમાં વહે છે, તે વેળા આપણને શરીરની રગેરગમાં સજાપણું તથા સામર્થ્યનું સ્ફુરણ થાય છે, એમ કહેવાય.

૬. પ્રભુથી સજાપણું દેવની કૃપાને આસરે—નહિ કે કોઈ માણસના કાય દ્વારા આપણને પ્રાપ્ત થાય છે. તે વેચાતું લઈ શકાય અથવા તો પ્રયાસથી સંપાદન કરી શકાય, એવું નથી. વળી તે સંબંધમાં આપણે દેવને સહાય કરી શકીએ એમ પણ નથી. આપણે કેવળ દાન તરીકે તેનો સ્વીકાર કરવાનો

છે. હા, દેવના તે ઉત્તમ દાનની પ્રાપ્તિ પાપોની માફીની પેઠે આપણને મફતોમફત થાય છે.

૭. પ્રભુથી સાજાપણું એ આપણને વિશ્વાસને યોગે પ્રાપ્ત થાય છે ખરૂં; પરંતુ તે વિશ્વાસસાધિત નથી. સાજાપણું બક્ષનાર દેવ એકલો છે; પરંતુ વિશ્વાસે કરીને તેનો સ્વીકાર થાય છે. અમે એવું માનીએ છીએ કે, દેવ કંઇ પણ ચિહ્નન કે સાબિતી આપવામાં આવે, તે અગાઉ સાજાપણું કરે છે. આપણને તેની સત્યતા જણાય કે ન જણાય તોએ તેનો સત્વર સ્વીકાર કરી તેને અંગે નડતી મુશીબતો વહોરી લેવાની છે. વળી તેની સત્યતાની ખાતરી આપણને થઈ ચૂકી હોય, એવી વિશ્વાસયુકત વૃતિ ધારણ કરી વર્તવાનું છે. આપણે સદા તેના પરજ અઢેલવાનું તથા તેના પર ભરોસો રાખવાનો છે, ને ત્યારપછી તેણે જે બક્ષ્યું છે, તે સંબંધી કંઈ પણ સંદેહ કે ભીતિ રાખ્યા વિના તેને સારૂ સ્તુતિ કરી હરખાઈએ, એવું દેવ ઇચ્છે છે.

૮. પ્રભુથી સાજાપણું એ મંડળીના ઈતિહાસમાંની સત્ય બીનાઓને અનુસાર કે અનુરૂપ છે. ઇરેનીયસના વખતથી માંડીને તે હાલના વીસમા સૈકા સુધીના લાંબા સમય દરમ્યાન પ્રભુથી સાજાપણું પામ્યાનાં પુષ્કળ ઉદાહરણો કે દ્રષ્ટાંતો બન્યાં છે. પ્રભુથી સાજાપણું પામેલાંઓની શાહેદીઓ મોટા પ્રમાણમાં મળી આવેલી છે, ને તેઓનો આખો સમુદાય એવોજ પોકાર પાડી ઉઠે છે કે, "ઇસુ ખ્રીસ્ત ગઇ કાલે તથા આજે તથા સદાકાળ તેવો ને તેવોજ છે." વળી મધ્યકાલિન જમાનાઓ દરમ્યાન ખ્રીસ્તની ખરી મંડળીના લોકો

એ શાસ્ત્રસિદ્ધ સિદ્ધાંતની સત્યતા સ્વીકારતા હતા, તેમજ તે સંબંધી બીજાઓને શિક્ષણ આપતા હતા. વાલ્ડેનશીઓ તો પોતાના વિશ્વાસનામાના સિદ્ધાંતમાં તેની ગણના કરતા હતા. ખ્રીસ્તી ધર્મ સુધારકોના શરૂઆતના સમયમાં એ સંબંધી અસંખ્ય દૃષ્ટાંત બન્યાં હતાં. લુથર, બેકસટર, ફોકસ, વ્હીટ-ફીલ્ડ, જોન વેસ્લે વિગેરેના જીવનચરિત્રો પરથી એ સિદ્ધાંતની માન્યતાની સ્પષ્ટ તથા ખાતરીજનક શાહેદીઓ મળી આવેછે. તે પછીના સમયમાં પણ તેનાં અગણિત ઉદાહરણો બન્યાં હતાં. વળી જર્મની, સ્વીત્ઝર્લૅન્ડ, સ્વીડન, નોર્વે, ઇંગ્લાંડ તથા તે તાબેના મુલકો તેમજ આખા જગત પરના મિશન-ક્ષેત્રોમાં પ્રભુ ઇસુના સાજાપણું બક્ષનાર પરાક્રમના ઘણા શાહેદો મળી આવે છે. હા, આપણી મધ્યે તેના ઘણા શાહેદો કે હિમાયતીઓ છે. અમેરિકામાં હાલમાં બે ત્રણ સુવાર્તિકોની સભાઓમાં હજારો માણસો ખ્રીસ્તના સમયની પેઠે સાજાપણું પામ્યા છે. પરંતુ એ સિદ્ધાંતના દૃઢ તથા મક્કમ શાહેદોમાંના ઘણાને તેની માન્યતાને લીધે લોકોની અપ્રસન્નતા ખમીને વર્ષો સુધી તેનો પ્રચાર કરવા સારૂ ધૈર્ય ધરવું પડયું છે, એમ કહેવાય. તેઓમાંના ઘણાંખરાં સ્ત્રી પુરૂષો તો ખ્રીસ્તી ધર્મના અગ્રેસર પ્રચારકો થઇ પડ્યા છે. તેના હિમાયતીઓમાં વિવિધ પ્રકારના બુદ્ધિપ્રભાવશાળી સાધુશિલ-વૃત્તિના તથા બાળકના જેવો સાદો વિશ્વાસ કરનાર માણસો છે. પુકત વયના પુરૂષો હા, નાની વયનાં છોકરાં સુદ્ધાંત તેના હિમા-યતી છે. કેટલાએક અગાધ બુદ્ધિવાન માણસો તો પોતાની વિદ્યાનો ગર્વ છોડી તેની માન્યતાને યોગે સાદો વિશ્વાસ કર-

નાર બાળક જેવા બની ગયા છે. પ્રભુના એ સેવકો વિવિધ પ્રકારના રોગદુઃખો એટલે શરીરની અમુક ભાગ પરની જીવલેણ માંસવૃદ્ધિના દરદથી માંડીને તે શરીર પ્રકૃતિને કથાળી નાખનાર જ્ઞાનતંતુઓના અસહ્ય દરદ સુદ્ધાંતથી પીડા ભોગવનારા હતા. પરંતુ સર્વ પ્રકારનાં રોગદુઃખો નીવારી સાજાપણું બક્ષનાર પ્રભુ ઈસુ જે વૈદોના વૈદ છે તેણે તે બધાને સાજાપણું બક્ષ્યું હતું, એ સારૂ તેની સ્તુતિ થાઓ.

૯. પ્રભુથી સાજાપણું એ હાલના જમાનાનાં ચિહ્નોમાંનું એક ચિહ્ન છે. વળી તે ખ્રીસ્તના બીજી વારના આગમનનો અગ્રગામી સિદ્ધાંત છે. તે હાલના સમયમાં પ્રવર્તેલા ખ્રીસ્તના ખરા તથા સત્ય ધર્મ પરના અવિશ્વાસ તથા અધાર્મિકપણાના પ્રતિકારરૂપ સત્યનો પ્રકાશ છે. એમ કહેવાય. માણસો પોતાની બુદ્ધિના પ્રભાવે કરીને ભલેને તેની સત્યતાની અવગણના કરે કરાવે. તથાપિ દેવતા પોતાના પરાક્રમના અગમ્ય પ્રમાણપુરાવા વડે તેની સત્યતા પ્રદર્શિત કરતો રહે છે, એમાં કશો શક નથી.

---

## અધ્યાય ૩ જો.

---

શા કારણથી ઇસુને આપણો સાજા કરનાર માનીએ છીએ તે.

૧. તેણે પોતાના સોળોએ કરીને આપણા શરીરોના સાજાપણા માટે ખંડણી ભરી આપી છે, તેને લીધે તે આપણો

સાજા કરનાર પ્રભુ છે. વળી શરીરનું સાજાપણું એ કાલવરી વધસ્તંભે આપણે સારૂ ખંડણી ભરી આપી કીધેલા ઉદ્ધારનું સ્વાંગ છે. યશાયાહે કહ્યુંકે, "ખચિત તેણે આપણાં દરદ માથે લીધાં છે, ને આપણાં દુઃખ વેઠયાં છે."

૨. આપણે જેઓ નવો જન્મ પામી દેવના દીકરા ઠર્યા છીએ તેઓમાં વસતા ખ્રીસ્તના ઉત્થાનના જીવનમાં આપણે સારૂ શરીરનું સાજાપણું છે. આપણને તેની પ્રાપ્તિ ઇસુને હસ્તક કે આસરે થાય છે એમજ નહિ, પણ ઇસુમાં થાય છે, એમ કહેવાય. વળી તે આપણે સારૂ ખ્રીસ્તના જીવતા શરીરમાં છે, ને જેમ આપણે તેનામાં રહીએ તેમ તેની પ્રાપ્તિ અનુભવીએ છીએ, તેમજ જેમ તેનામાં રહીએ તેમ તેની પ્રાપ્તિ જળવાઇ રહે છે.

૩. ખ્રીસ્ત પોતે આપણામાં આપણે સારૂ દેવ પર વિશ્વાસ કરવાનું પરાક્રમ કે સામર્થ્ય થઈ આપણને તે પામી લેવાનું બળ કે શક્તિ બક્ષે છે. વળી જો આપણે તે પામી લેવાની ઇચ્છા કે અભિલાષા રાખીએ, તો તો તેના પર ભરોસો કરવાનો વિશ્વાસ પણ બક્ષ્યા વિના તે રહેતો નથી, એમ કહેવાય. આપણને સાજા કરનાર ખ્રીસ્ત પ્રભુનો શોધ કરવા સારૂ આપણે કાંઈ ઉચ્ચ આત્મિક સ્થિતિના અનુભવમાં આવવાનું નથી; પરંતુ તે આપણા રોગ દુઃખોની લાચારી કે અધમાવસ્થામાં આપણી પાસે આવે છે ને ખૂદ પોતે આપણે સારૂ ભરોસો તેમજ સાજાપણું થાય છે. આ વાતના ખુલાસાને સારૂ નીચેનું દૃષ્ટાંત ખાસ અસરકારક છે:

એક વેળા ચીન દેશનો એક માણસ ખ્રીસ્તી થયા

પહેલાંની પોતાની સ્થિતિનું વર્ણન કરતાં ઈસુ ખ્રીસ્ત તથા ચીન દેશના દેવ કાન્ફ્યુશીયસ તથા બુદ્ધદેવ વચ્ચેનો તફાવત દેખાડી આપતો હતો. તેણે કહ્યું, હું કાદવ-કીચડવાળા એક ઉંડા ખાડામાં પડેલો હતો. તેમાંના કાદવમાં મારૂં અર્ધું અંગ ખૂંચેલું હતું. એવી સ્થિતિમાં રહી મને કોઈ બહાર કાઢે, એવો પોકાર કરતો હતો. તેવામાં મેં મારી નજર ઉંચી કરી તો ઉપરથી મારી ભણી જોતો એક માનવંત તથા સફેદ પળીયાંવાળો વૃદ્ધ પુરૂષ મેં દીઠો. તેના મુખ પરથી તેની અંદરના આત્માની વિમળતા તથા પવિત્રતાનાં ચિહ્નો દેખાઈ આવતાં હતાં. તેણે કહ્યું, મારા દીકરા, આ ઠેકાણું ભયંકર છે. મેં કહ્યું હા, પરંતુ તેમાં હું પડી ગયો. તમે મને બહાર ખેંચી શકો છો વારૂ? તે સાંભળી તેણે પોતાને મને ઓળખાવતાં કહ્યું, મારા દીકરા, હું કાન્ફ્યુશીયસ છું. જો તેં મારાં પુસ્તકો વાંચ્યાં હોત તથા તેમાંના શિક્ષણ પ્રમાણે વર્ત્યો હોત, તો તું આ ખાડામાં કદી પડત નહિ. મેં કહ્યું હા, ખરી વાત મહારાજ, પણ તમે મને અહીંથી ખેંચી નહિ કાઢી શકો વારૂ? ત્યાર-પછી મેં ઉપર જોયું તો તે ત્યાંથી પલાયમાન થઈ ગયા હતા. થોડીજ વારે બીજા એક પુરૂષને મેં દીઠો. તેણે તો આ વેળાએ પોતાની આંખો બંધ કીધેલી તથા અદબ વાળેલી હતી. મને નિહાળવા તે વાંકો વળ્યો ખરો, પણ મારી ભણીતો દૃષ્ટિએ ન કરતાં જાણે અવકાશમાં કોઈક ઘણીજ દુરની જગ્યા ભાળતો હોય, એવો દેખાતો હતો. તેણે કહ્યું મારા દીકરા તારી આંખો ફક્ત બંધ કર, ને

તારા હાસ્યની અદબ વાળ, ને તારા પોતા વિષેનું વિભાન કે વિસ્મરણ કરી સ્વસ્થતા કે પૂર્ણ વિશ્રાંતિ ધારણ કર. જેથી તારૂં મન અશાંત થાય, એવા કોઇપણ વાના સંબંધીનો વિચાર સરખો કરીશ નહિ. એવી રીતની સ્વસ્થતા ધારણ કર કે. કશાથી પણ તારાથી અસ્વસ્થ થવાય નહિ. એવું કરીશ ત્યારે તો મારા દીકરા, તું મારા જેવી મિષ્ટ વિશ્રાંતી કે વિરામ ભોગવતો થઇશ. મેં કહ્યું હા. ખરી વાત મહારાજ, બહાર જમીન પર આવ્યા પછી તો હું એમ કરીશ ખરો; પણ આ ખાડામાં પડેલો છું તેનું કેમ? તમે મને બહાર ખેંચી નહિ કાઢી શકો વારૂ? પરંતુ તે પછી બુદ્ધદેવ પણ સીધાવી ગયા. ત્યારપછી તો હું તદ્દન નિરાશ કે આશાભંગ થવાની તૈયારીમાં હતો. એટલામાં પેલા બે જણાના કરતાં જુદા દેખાવનો એક પુરૂષ મારી નજરે પડયો. તે તો તદ્દન સાદો ને તમારા મારા જેવા માણસના સરખો તેનો દેખાવ હતો. પરંતુ તેના મુખ પર દુઃખપીડાનાં ચિહ્નો હતાં. મેં તેને દેખીને બુમ પાડી કે. ઓ મહારાજ, તમે મને બહાર ખેંચી કાઢી શકશો? તેણે ઘણી નરમાશથી કહ્યું. મારા દીકરા તને શું દુઃખ થયું છે? એનો જવાબ હું દઇ શકયો નહિ, એટલામાં તો નીચે કીચડમાં મારી અડોઅડ આવી તે ઉભો. તેણે મને બાથમાં લઇ લીધો, ને બહાર ખેંચી કાઢી મને ખાવાને ખોરાક આપ્યો તથા આરામ પણ પમાડયો. જ્યારે પાપથી થયલા મારા ઘાઓ રૂંઝાઈ હું સાજો થયો. ત્યારે તેણે મને કંઇ એમ ના કહ્યું કે, ફરીથી એવું કરતો નહિ; પરંતુ અરે! તેણે તો ઉલટું

પ્રેમના ઉમળકાથી કહ્યું, હવેથી આપણે સંઘાતે ચાલીશું, ને મારા મિત્રો, અસલના મારા કૉન્ફ્યુશીયસ તથા બુદ્ધદેવને છેલ્લી સલામ કરી મારા ત્રાતા તથા મહાન વૈદ પ્રભુ ઇસુની સાથે આજદિન પર્યંત ચાલ્યો છું.

એ માટે તમે સર્વ કૉન્ફ્યુશીયસને ભજનાર ચીન નિવાસીઓને તેમજ બુદ્ધદેવને ભજનાર બૌધોને તથા આપણા પાડોશી તેત્રીસ ક્રોડ દેવતાઓને ભજનાર હિંદવાસીઓને મારી નમ્ર વિનંતી છે કે, એ ચિનનિવાસીની પેઠે સર્વને છોડી ખ્રીસ્ત પ્રભુ જે એકલો ખરો તથા જીવતો ત્રાતા તથા આત્મા તેમજ શરીરનો વૈદ છે તેને શરણે આવો. તેના ખરા સેવક એ ચિનનિવાસીના જેવુંજ ખ્રીસ્ત તમારે સારૂ કરવા આતુર તથા તત્પર છે. જેવી સ્થિતિમાં તમે છો તેવીજ સ્થિતિમાં તે તમારી પાસે આવશે. તે પોતે તમારામાં તમારે સારૂ તમારો વિશ્વાસ થશે, ને ત્યારપછી પુનરૂત્થાનના પ્રકાશનો તથા આવનાર યુગોના મહિમાનો ઉદય તમ પર થાય, ત્યાં સુધી તમે તેની સંઘાતે ચાલશો, એ નિઃસંદેહ છે.

પ્રભુ આપણ સર્વેની એવી મદદ કરો કે, તેના પોતાના મહિમાવાન નામની ખાતર આપણે એવી સંપૂર્ણ રીતિએ ખ્રીસ્ત પ્રભુનો અંગીકાર કરી તેનું ભરપુર જીવન પામી લઈએ. આમેન.



# ચોથો વિભાગ.

## ખ્રીસ્ત આપણો આવનાર પ્રભુ.

### અધ્યાય ૧લો.

**હું તેને પ્રભાતનો તારો આપીશ. પ્રગટી. ૨; ૨૮.**

પ્રભુ ઈસુ ખ્રીસ્તના બીજી વારના આગમનનો સિદ્ધાંત પ્રેરિતોના સમયની સુવાર્તાનો અગત્યનો તથા પૃથક ભાગ છે. પાઉલ પ્રેરિત કરીંથીઓ પર પત્ર લખતાં કહે છે કે, "તે સુવાર્તા હું તમને જણાવું છું," ને પછી તુરત તે તેઓને પુનરૂત્થાન તથા પુનરાગમનની વાત કહેવા માંડે છે. જેઓ ખ્રીસ્ત પર પ્રેમ રાખે છે તથા આ વિનાશનિર્મિત જગતનાં પાપ તથા શોકદુઃખો જોઈ પોતાના આત્મામાં વિલાપ કરે છે તેઓ સર્વને ખ્રીસ્તનું પુનરાગમન આનંદદાયક છે, એમ કહેવાય.

વળી એ સિદ્ધાંત સુવાર્તાના બીજા ભાગો કે સિદ્ધાંતોની મહિમાભરી સંપૂર્ણતા છે. આપણે તારણની સુવાર્તાની વાત પાછળ કરી ગયા, પણ પ્રેરિત પીતર ઈસુના પુનરાગમનની વાત સુચવતાં કહે છે કે, આપણું તારણ "છેલ્લા કાળમાં પ્રગટ થવાને સિદ્ધ છે." તે વેળાએ આપણે સમયો તથા કાળોને અંતેના વિનાશ મધ્યે હોવા છતાં ખ્રીસ્ત જે સનાતન યુગોનો ખડક છે તે પર પૂર્ણ સલામતીમાં ઉભા રહીશું.

તે વેળાએજ પામીશું પ્રભુ, અમે જ્ઞાન પૂર્ણ રીત;
નહિ ત્યાર પહેલાં જાણીશું, કેટલા છીએ અમે ઉપકૃત.

વળી પવિત્રીકરણની વાત પણ આપણે કરી ગયા, પરંતુ યોહાન પ્રેરિત ઇસુના પુનરાગમનના સંબંધમાં કહેછે કે, "જ્યારે તે પ્રગટ થશે, ત્યારે તેના જેવા આપણે થઇશું, અને જે હરેક તેના પર એ આશા રાખે છે, તે પોતાને શુદ્ધ કરે છે, જેમ તે શુદ્ધ છે તેમ." તેમજ વળી ઇશ્વરી સાજાપણાની વાત પણ કરી ગયા; તથાપિ પાઉલ કહે છે કે, "દેવે આપણા શરીરોમાં આપણને પુનરૂત્થાનનું બ્યાનું આપ્યું છે," એ માટે પ્રભુથી સાજાપણું જે જીવનની સંપૂર્ણતા પુનરૂત્થાનની વેળ એ થનાર છે તે જીવનનો પ્રથમ અંકુર માત્ર છે.

એ ઉપરથી જણાય છે કે, પ્રભુ ઇસુના પુનરાગમનના સત્યતા તથા આશાયુક્ત સિદ્ધાંતનો સંબંધ દેવના સર્વ સત્ય તથા જીવનની સાથે છે, તે કારણથી તે મંડળની મોટી તથા ધન્ય આશા છે. માણસજાતની ઉત્પતિના શરૂઆતના સમયમાં દેવે પોતાના લોકો આગળ એ મોટી આશા મુકી હતી. જે વેળાએ માણસજાતનો આદિપિતા આદમ પાપને કારણે સ્વર્ગ કે પારાદૈસ ગુમાવી બેઠો, તે વેળાએ દેવે તે પતિતાવસ્થાનો ભોગ થઇ પડેલી એદન વાડીમાં મહિમાવંત સ્વરૂપધારી કરૂબો બેસાડયા હતા. તે કરૂબો માણસને ભવિષ્યમાં ખ્રીસ્તમાં પ્રાપ્ત થનાર મહિમાનું ભવિષ્ય તથા નિદર્શન સમાન હતા. વળી શાસ્ત્રમાં સિંહ તથા બળદ તથા પુરૂષ તથા ગરૂડની ભવ્ય મુખમુદ્રા દેવના ખંડી લીધેલાઓને ખ્રીસ્તમાં જે રાજસત્તા, પરાક્રમ જ્ઞાનબુદ્ધિ

તથા પરમ પદ પ્રાપ્ત થનાર છે તેની ઉપમા સમાન હતી. એવા આદર્શો કે દ્રષ્ટાંતો સર્વ જમાનામાં પ્રદર્શિત કરવામાં આવેલા હતા. એ સર્વ ઉપમાઓ ખ્રીસ્તના મોટા ઉદ્ધારની સિદ્ધિ પછી તેના ખંડી લીધેલાઓ જે આદર્શ સ્વરૂપ ધારણ કરવાના છે તે સુચવે છે, એમ કહેવાય. વળી દેવ તે પરમ આદર્શ સ્વરૂપનું પરિમાણ પોતાની તેમજ માણસની આગળ એ સારૂ મુકી રાખે છે કે, તે ભવિષ્યમાં તેની સંપૂર્ણતા કરનાર છે, ને તે થતાં સુધી દેવ વિશ્રામ લેનાર નથી. એ માટે સુવાર્તાની ધન્યતા હાલમાં ભોગવીએ તે ઉપરાંત સુવાર્તાને અંગે ભવિષ્યમાં પ્રગટ થનાર પરાક્રમ તથા મહિમા તેમજ ખ્રીસ્તના મહિમાવંત આગમનની પવિત્રતા કે વિશુદ્ધિ કરાવનાર ધન્ય આશા સંબંધીનું યોગ્ય જ્ઞાન પામી તે થનાર મહિમાવાન સ્થિતિની ઉમેદ રાખતાં આપણે આપણા દિવસો નિર્ગમન કરીએ.

---

## અધ્યાય ૨ જો.

**ખ્રીસ્તના બીજી વારના આગમનનો અમે કેવો અર્થ લઇએ છીએ તે.**

૧. ખ્રીસ્તના પુનરાગમનને અમે પૃથક પૃથક ખ્રીસ્તી માણસના અંતઃકરણમાં વાસો કરવા સારૂ ખ્રીસ્તનું જે આગમન થાય છે તે સમજતા નથી. પ્રત્યેક પવિત્રાઇ શોધનાર માણસના અંતઃકરણમાં ખ્રીસ્તનું આવવું ખરેખરૂં તથા કૃપાસહિતનું થાય છે ખરૂં, ને એવા પ્રકારના તેના

આગમનની વાત જે ધન્યતાયુક્ત મર્મ છે તે વિષે પવિત્રી-કરણના સંબંધમાં અમે વાત પણ કરી ગયા, જે સંબંધી એવું લખેલું છે કે, "તમારામાં ખ્રીસ્ત મહિમાની આશા." તથાપિ એ ખ્રીસ્તનું પુનરાગમન નથી. વળી કેટલાએક ખ્રીસ્તી માણસો પોતાના આત્મિકપણાનો આડંબર દાખવતાં એવું કહેવા તત્પર હોય છે કે, મારા અંતઃકરણમાં તો હજાર વર્ષના શાંતિના રાજ્યની સ્થાપના થઇ ચૂકી છે, ને પ્રભુ પોતે મારા અંતઃકરણમાં વાસો કરે છે, એ માટે જેઓને એવી ખાતરી નથી તેઓ ખ્રીસ્તના દૃશ્ય પુનરાગમનની વાત ભલે કર્યાં કરે. હવે જો કે માણસો તે સંબંધી ગમે તેવા તર્કો કે ખ્યાલો કરે, તો પણ તેઓએ આ વાત ધ્યાનમાં રાખવી કે, પ્રેરિત પાઉલના અંતઃકરણમાં પ્રભુનો વાસો હતો, ને તે ત્રીજા આકાશમાં જઈ આવ્યાનો દાવો કરતો હતો—જેવો દાવો કદાપિ એ માણસો કરતા હોય. વળી પ્રેરિત યોહાન તો પોતાના તારનાર સાથે આપણામાંનો કોઈ પણ આ પૃથ્વીપર પ્રાપ્ત કરવાની કદાપિ ઉમેદ ધરાવી શકે, એવો ગાઢો હા, હૃદય સાથે હૃદયનો સંબંધ ધરાવતો હતો. તથાપિ એઓ બન્ને ખ્રીસ્તના પુન-રાગમનની વાત અચૂક શબ્દોમાં કાઢે છે. "પછી આપણ જીવતા રહેનારા ગગનમાં પ્રભુને મળવા વાદળોમાં તણાઈ જઇશું." આપણે જાણીએ છીએ કે, જ્યારે તે પ્રગટ થશે, ત્યારે મહિમામાં તેની સાથે આપણે પ્રગટ થઈશું. જુઓ તે વાદળાં સુદ્ધાં આવે છે, ને હરેક આંખ તેને દેખશે. ઓ પ્રભુ ઈસુ, આવ."

એ માટે ખરૂં જોતાં જેમ જેમ આપણને ખ્રીસ્ત વિષેનું આત્મિક જ્ઞાન વધારે થાય છે તેમ તેમ ખ્રીસ્તની જેવી સમક્ષતાનો અનિર્વાચ્ય મહિમાભર્યો અનુભવ તેના આવવાની વેળાએ સંપૂર્ણ રીતિએ થનાર છે તેવી દષ્ય તથા શાશ્વત સમક્ષતાને સારૂ આપણે ઘણા ઉત્કંઠિત થઇએ છીએ.

૨. વળી ખ્રીસ્તનું પુનરાગમન જેમ કેટલાક ખ્રીસ્તી લોકો માને છે તેમ મરણ વખતેનું તેનું આગમન નથી. મરણ વેળાએ તે આપણને લેવા આવતો હશે કે કેમ, એ શંકાશિળ બાબત છે. લાજરસના સંબંધમાં એવી વાત આવે છે કે, દૂતો આવીને તેને ઈબ્રાહિમની ગોદમાં લઈ ગયા. સ્તેફને પોતાના મહિમાભરેલા મરણ પ્રસંગે ખ્રીસ્તને દેવને જમણે હાથે ઉભેલો નિહાળ્યો. સ્તેફન જેવા પોતાના વિશ્વાસુ સેવકોનો અંગીકાર કરવા તથા આવકાર દેવા તે ઉભો થાય, એ સત્ય છે, પણ તે પોતે તે વખતે તેને લેવા તો આવ્યો નહિ. વળી મરણ તથા પુનરાગમનની વચ્ચે ઘણોજ તફાવત છે. આપણને મરણને વાસ્તે જાગ્રત રહીને વાટ જોવાની કહી નથી, પણ તેની બીકથી છૂટા થયેલા છીએ. પરંતુ પ્રભુના આવવાની વાટ જોવાની આપણને ખાસ આજ્ઞા આપવામાં આવેલી છે. મરણ એ શત્રુ છે, પણ પુનરાગમન તો આપણા વહાલામાં વહાલા સગા તથા મિત્ર ખ્રીસ્ત સાથેનો મહિમાભર્યો મેળાપ કરવાનો સમય છે. મરણનો પ્રસંગ પાછળ રહેલાં શોકગ્રસ્ત સગાંસંબંધીઓને તેમના વહાલાનો વિયોગ કરાવે છે; પરંતુ પુનરાગમન

તો વહાલાથી વિયોગ પામેલાંઓને સારૂ દિલાસો તથા વગર મરણે તેની પાસે જવાનો ઉત્તમ માર્ગ છે. એ માટે જો મરણ તથા પ્રભુનું બીજી વારનું આગમન એકનો એકજ બનાવ હોત, તો તો પાઉલ પ્રેરિતે થેસ્સાલોનીકીઓને એવુંજ કહ્યું હોત કે, "ભાઈઓ ઉંઘી ગયેલાં વિષે તમે અજાણ્યા રહો એવી અમારી ઇચ્છા નથી, એ સારૂ કે બીજાં જેઓને આશા નથી તેઓની પેઠે તમે ખેદ ન કરો; કેમકે પ્રભુ ઇસુ મરણ વખતે તમારા વહાલાંઓને લેવા આવી ગયો છે, ને થોડી વાર પછી તેવીજ રીતે તમને પણ લેવા મરણ વખતે આવશે, ને મરણથકી તમારા તથા ઇષ્ટ મિત્રોનો મેળાપ થશે." પરંતુ શું તે એ પ્રમાણે કહેછે ખરૂં વારૂ ? ના, તેતો એવું કહે છે કે પ્રભુ પોતે આકાશથી ઉતરશે × × × × ને ખ્રીસ્તમાં જેઓ મુએલા તેઓ પહેલા ઉઠશે. પછી આપણ જીવતા રહેનારા ગગનમાં પ્રભુને મળવા તેઓની સાથે વાદળોમાં તણાઈ જઈશું, ને તેમજ સદા પ્રભુની સાથે થઇશું." એ માટે પ્રેરિત તે વાત મરણને લાગુ પાડતો નથી, પણ જે થકી મરણનો પરાજય થશે, ને જે વિષે તે કરીંથીઓ પર પત્ર લખતાં કહે છે કે, "ત્યારે આ લખેલી વાત પુરી થશે કે, મરણ જયમાં ગળાઇ ગયું છે," તે ઇસુના પુનરાગમનને લાગુ પાડે છે. હવે આ વાત નિશ્ચયપૂર્વક છે કે, એ બન્ને બનાવ એકજ હોઈ ન શકે; એટલેકે પુનરાગમન પોતે પોતા થકી ગળાઈ જાય, એવું બને નહિ.

૩. ખ્રીસ્તનું પુનરાગમન સુવાર્તાના પ્રસાર તથા ખ્રીસ્તી ધર્મના દેશોદેશના પ્રચાર કે પ્રગતિદ્વારા તેનું આત્મિક રીતિએ

મનું આગમન નથી. એ વાતનો શાસ્ત્રમાં કોઈ પણ ઠેકાણે ખ્રીસ્તના દૃષ્ય પુનરાગમનના જેવો પુરાવો મળતો નથી.

"જુઓ તે વાદળાં સુદ્ધાં આવે છે, ને હરેક આંખ, ને જેઓએ તેને વિંધ્યો તેઓ પણ તેને દેખશે; ને પૃથ્વી પરનાં સઘળાં કુળો તેને લીધે વિલાપ કરશે." હવે જ્યારે લોકો સુવાર્તાનો અંગીકાર કરે છે, ત્યારે તેઓનું વર્તન એ પ્રમાણેનું હોતું નથી, એ અનુભવસિદ્ધ વાત છે. ઉલટા તેઓ આનંદ કરે છે. પરંતુ તેના આવવાની વેળાએતો તેઓ વિસ્મિત તથા નિરાશ થશે. વળી જેમ બીજે સ્થળે કહ્યું છે તેમ તેઓ પહાડોને તથા પત્થરોને કહેશે કે, અમ પર પડો ને હલવાનના કોપથી અમને સંતાડો. તેમજ વળી દૂતોએ પણ ઇસુના પુનરાગમનની બીના સંબંધી અગ્યાર શિષ્યોને કહ્યું હતું કે, "એજ ઇસુ જેમ તમે તેને આકાશમાં જતાં જોયો તેમજ પાછો આવશે." એ માટે એ વાત કંઇ સુવાર્તાની પ્રસિદ્ધિ કે પ્રચારને લાગુ પડી શકતી નથી; પણ તે તો ખ્રીસ્તના પોતાના દૃષ્ય તથા મહિમાવાન પુનરાગમનને લાગુ પડે છે, એમાં કશો શક નથી. હા, સુવાર્તાનો બહોળો પ્રસાર કરવાનો છે; પ્રભુનું સત્ય વિજયી થનાર છે; તેના ઇરાદા તથા ધારણા પાર પાડવાનાં છે, એ બધું ખરૂં, પણ તે સર્વ ઉપરાંત ખ્રીસ્ત પોતે પોતાના જે લોકો તેને મળવા તૈયાર છે તેઓને લેવા આવવાનો છે. વળી ખ્રીસ્ત પોતે પોતાની સત્યતા તથા કાર્યયોજના કરતાં અધિક છે, તેથી તેનું આગમન ખરેખર આનંદકારક કેમ ન હોય ?



# અધ્યાય ૩ જો.

## હજાર વર્ષના શાંતિના રાજ્યનો અમે કેવો અર્થ લઇએ છીએ તે.

હજાર વર્ષના રાજ્ય સંબંધીના સિદ્ધાંત કે મત વિષે ઘણા ખ્રીસ્તી લોકો અજાણ્યા છે, એ ઘણું શોચનીય છે. પરંતુ તે સંબધી પ્રગટીકરણના વીસમા અધ્યાયમાં સાફ જણાવેલું છે કે. પહેલા પુનરૂત્થાન બાદ ખ્રીસ્ત પોતાના પવિત્ર સંતો સુદ્ધાં આ પૃથ્વી પર એક હજાર વર્ષ પર્યંત રાજ્ય કરશે. તે સમય દેવના સેવકોને સારૂ વિજય, હર્ષાનંદ તથા મહિમાયુક્ત થશે. તે વિષેની ખાસ સાત મુખ્ય વાતો નીચે આપી છે.

૧. દેવના પવિત્ર સેવકોનું પુનરૂત્થાન તથા પુનર્મેળાપ.

૨. તેઓનો બદલો તથા રાજ્યસત્તા.

૩. પૃથ્વી પરથી શેતાનનો સંપૂર્ણ નિકાલ.

૪. આ પૃથ્વી પર દેવના પવિત્ર સંતોને થનાર ખ્રીસ્તની દૃષ્ય તથા જાતુની સમક્ષતા.

૫. સર્વ શત્રુઓનો પરાજય તથા ન્યાયીપણાનુ સાર્વભૌમ સામ્રાજ્ય.

૬. હજાર વર્ષ પર્યંતનો સમય.

૭. હજાર વર્ષની મુદતની આખર આખરમાં સેતાન તથા પાપના માણસનો બળવો કે હંગામો તથા દુષ્ટોનું છેલ્લું તથા આખરનું ન્યાયકરણ.

એ હજાર વર્ષના આશીર્વાદિત જમાના સંબંધી પવિત્ર શાસ્ત્રમાં બીજી વાતો કહેલી ન હોત, તોપણ આ વાતો પુરતી પ્રમાણુરૂપ છે કે, તે સમયે પ્રભુના પવિત્ર સેવકો પરમ મહિમા તથા પૂર્ણ સુખશાંતિની સ્થિતિ ભોગવશે. વળી તે પરથી એ પણ સાફ જણાય છે કે, જુના કરારના સમયના ભવિષ્યવાદીઓ જેમ એ સુવર્ણ સમય કે પૂર્ણ સુખશાંતિના જમાના વિષે લખી તથા ભાખી ગયા હતા,તેમ તે દરમ્યાન ન્યાયીપણું સત્યતા તથા શાંતિથી, "પાણી સમુદ્રને ઢાંકે છે તે પ્રમાણે પૃથ્વી ભરપુર થશે."



## અધ્યાય ૪ થો.



**ખ્રીસ્તના પુનરાગમન તથા હજાર વર્ષના રાજ્યના કાળનો અનુક્રમ.**

ખ્રીસ્તનું પુનરાગમન હજાર વષના રાજ્યની અગાઉ કે કેડે થશે? એ વાતનો નિર્ણય કરવાની ખાસ જરૂર છે; કેમકે તેમાં સર્વ વિવાદોનું સમાધાન છે.

૧. ઈસુનું પુનરાગમન હજાર વર્ષના રાજ્યની આગમચ થનાર છે, એવી માન્યતાનું સૌથી પ્રત્યક્ષ કે સ્પષ્ટ કારણ શાસ્ત્રનો ઉપર જણાવેલો અધ્યાય જેમાં એ બન્ને બનાવોનું વર્ણન આપેલું છે તેમાંજ મળી આવે છે. એ અધ્યાયમાં બતાવ્યા પ્રમાણે ખ્રીસ્તનું પુનરાગમન પહેલાં થશે, એ સંબંધી કંઈ પણ શક રહેતો નથી. આકાશ તથા

પૃથ્વીની વચ્ચે બનનાર બનાવોમાં પુનરાગમનનું વર્ણન ઘણું બારીક રીતે કીધેલું છે. પુનરાગમનની પછી પૃથ્વી પરના ખ્રોસ્તના શત્રુઓ પરની જીત તથા સજા તથા સેતાનનું બંધાવું તથા પવિત્રોનું પુનરૂત્થાન તથા ઉત્થાન પામેલા સંતોની રાજસત્તા તથા હજાર વર્ષનો સમય આવશે. ઇસુના પુનરાગમનની વાત લાક્ષણિક તથા આત્મિક રીતિએ પૂર્ણ થનાર માનવાની માત્ર એક રીતથીજ તેની અવગણના થાય છે. પરંતુ ડીન આલફ્રેડ પોતાની તિક્ષ્ણ બુદ્ધિના પ્રભાવે તથા પ્રમાણિકપણાએ કરીને એવી પોકળ માન્યતાનું ખંડન આ રીતે કરે છે. તે કહે છે કે, જો તે વાત લાક્ષણિક કે આત્મિક રીતિએ પૂર્ણ થનાર છે, એવું માનીએ, તો પવિત્ર લેખની વાતોનું ચોકસપણું તથા નિશ્ચયતા કયાં રહ્યાં. જો શાસ્ત્રમાં લખ્યા પ્રમાણેનું ઈસુનું પુનરાગમન તેના પવિત્ર સંતોનું ઉત્થાન તથા હજાર વર્ષનું શાંતિનું રાજ્ય ન થનાર હોય, તો હવે આપેલા પવિત્ર શાસ્ત્રની વાતોનો કેચો અર્થ લેવો, એ વિષે આપણે કંઈ જાણતાજ નથી.

૨. ત્યારપછી ઈસુનું પુનરાગમન હજાર વર્ષના રાજ્યની અગાઉ થશે તે સંબંધીની દલીલ તેના સંબંધમાં ભાર દઇને વપરાયલા "જાગતા રહો" એ શબ્દોમાં મળી આવે છે. તેને વિષે જાગ્રત રહેવાની આજ્ઞા કે ફરમાન શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે આપેલું છે. હવે જો પુનરાગમનની અગાઉ હજાર વર્ષનું રાજ્ય આત્મિક રીતિએ થનાર હોત, તો તો તેને સારૂ જાગ્રત રહેવાનું આપણને કહેલું હોત. વળી જો ચોકખે ચોકખાં

એક હજાર વર્ષ પછી તેનું આગમન થનાર હોય, તો પહેલા બીજા સૈકાની મંડળીના લોકો તેની વાટ શી રીતે જોતા રહેત તથા આપણને પણ જો એવી ખબર હોય, તો આપણે તેની વાટ કેવી રીતે જોઈએ? "જાગતા રહો" એ શબ્દો પરથીજ તેનું આગમન ત્વરિત કે અવિલંબિત છે, એમ કહેવાય. પરંતુ જો દસ સૈકાની મુદત તે અગાઉ વીતવાની હોય, તો તે ત્વરિત છે, એમ શી રીતે કહી શકાય. જો એવો વાંધો ઉઠાવવામાં આવે કે, ખ્રીસ્તનું આગમન ખરૂં જોતાં દસ કરતાં વધારે સૈકાં દરમિયાન થયું નહિ તે વિષે શું, તો તે સંબંધી એટલું કહેવાનું કે, તેથી તેની ત્વરા કે અવિલંબ રદ થતો નથી. કોઈએક બનાવ ઘણાં વર્ષો દરમિયાન એકાદ ઘડીએ તો બનવાનો હોય, છતાં તે લાંબી મુદત સુધી ન બનવાનો વારવિલંબ લાગે. પરંતુ કોઈક બનાવ તેની આખરની મુદત સુધી ન બને, તેનાથી ઉપરના બનાવની વાત નોખી પડે છે. પોતાના દીકરા ઈસુનું આગમન કઈ ઘડીએ થવાની અગત્ય છે, એ વાત જો કે દેવને માલુમ તો છે ખરી, તેમ છતાં પણ તેની એવી ઈચ્છા છે કે, સર્વ જમાનાની મંડળીના લોકો તેના આવવાની વાટ જોતા રહે, કેમકે તેનું આગમન સાંજરે કે મધરાત્રે કે મરઘો બોલતી વેળાએ કે સવારે થાય. એ પ્રગટ કીધેલું નથી. પુનરાગમનની અગાઉ હજાર વર્ષનું રાજ્ય નિર્મિત કર્યાની વાત જણાવવામાં આવી હોત, તો તે થકી ઉપરની યોજનાનો ભંગ થાત, એમ કહેવાય. વળી ખ્રીસ્તના વિના મંડળી પોતાનું આગવું હજાર વર્ષનું રાજ્ય સ્થાપત. વળી જે વેળાએ હીલ્ડેબ્રાન્ડ નામે પાપાએ

દસમા સૈકામાં પ્રગટ કર્યું કે, હજાર વર્ષના રાજયની સ્થાપના થઇ ચૂકી છે, ને ખ્રીસ્ત પોતાનો પ્રતિનિધી જે પાપા તેને દ્વારા પોતાની સમક્ષતા પ્રદર્શિત કરી રહ્યો છે; તે વેળાએ એવાજ પ્રકારની પ્રવૃત્તિ રૂમની કાથોલીક મંડળીના લોકોએ ચલાવી હતી. વળી કેટલાએક પ્રોટેસ્ટંટ શિક્ષકો એટલે સુધી ધારણા કરી ચૂકયા છે કે એ પ્રગતિની દસમી સદી હજાર વર્ષના રાજ્યનો મોખરાનો સમય છે. પુનરાગમન હજાર વર્ષના રાજયની અગાઉ થશે, એ સંબંધીનો વધુ પુરાવો ખ્રીસ્તે આપેલા બીના દષ્ટાંતમાં મળી આવે છે. તેમાં ખ્રીસ્તના પછીના સવ સમય દરમિયાન તેમજ તેના આગમનની છેલ્લી ઘડી સુધી જગતમાં કેવી વસ્તુસ્થિતિ ચાલુ રહેનાર છે, તેનો ચિતાર આપેલો છે. તેમાંની કેટલીએક મુદ્દાની વાતો વિષે વિચાર કરીએ.

કેટલાંએક બી રસ્તાની કોરે પડયાં; ને પક્ષીઓ આવીને તે ખાઈ ગયાં. કેટલાંએક પત્થરવાળી ભોંય પર પડયાં ને નાશ પામ્યાં. કેટલાંએક કાંટાનાં જાળાંમાં પડી દબાઈ જઈ નાશ પામ્યાં. પણ બીજાં સારી ભોંય પર પડયાં ને તેઓએ ફળ આપ્યાં.

બીજે ઠેકાણે કહ્યું છે કે, એક માણસે ખેતરમાં સારૂં બી વાવ્યું. પણ તરતજ તેના વૈરીએ આવી તેની અંદર કડવા દાણા વાવ્યા, ને બન્ને કાપણીની મોસમ સુધી સાથે સાથે વધ્યાં.

એજ પ્રમાણે મંડળી બહારથી રાયના છોડવાની પેઠે આબાદીભરી વૃદ્ધિ પામતી જણાય છે, પણ અંદર

આને તે અમીરથી ( ભુંડાઈ ) ભરપુર હોય છે. તેની અંદરના દેવના ખરા તથા શુદ્ધ સેવકો તો સંતાડેલા દ્રવ્ય તથા ઘણા મૂલ્યના મોતી જેવા જવલ્લે જડે એવા હોય છે. સુવાર્તારૂપી જાળમાં હરેક જાતના માણસો સમેટાતા જાય છે, ને કેવળ દૂતો અંતને સમયે દુષ્ટોને જુદા કરી શકશે.

જેમ જેમ એક પછી એક જમાનો ગુજરતો જાય છે તેમ તેમ હજાર વર્ષના શાંતિના રાજ્યનું નહિ, પણ "પહેલાં ધર્મત્યાગ થશે," એનું દર્શન થતું જાય છે. "અન્યાય વધી જવાના કારણથી ઘણા ખરાનો પ્રેમ થંડો થઈ જશે" "કેટલાએક માણસો ભૂતોના ઉપદેશ પર લક્ષ રાખીને વિશ્વાસનો ત્યાગ કરશે." "છેલ્લા દહાડાઓમાં સંકટના વખતો આવશે."

વળી મંડળીમાંના પુષ્કળ સભાસદો "સુભક્તિનું રૂપ દેખાડનારા છતાં પોતેજ ખ્રીસ્તના વધસ્તંભના કટ્ટા શત્રુઓ જેવા થઈ તેના પરાક્રમનો નકાર કરનારા થશે." આ જગત પણ કાંઈ શુદ્ધ, સુખી સૃષ્ટિ તરીકે પોતાના રાજાનો આવકાર કરવા તૈયાર થઇ રહેશે એમ નહિ, પણ આખી પૃથ્વી પરના સર્વ વસનારા પર તે ફાંદાની પેઠે આવશે. "જ્યારે તેઓ કહેશે કે, શાંતિ તથા કુશળતા છે ત્યારે અકસ્માત નાશ આવશે." વળી જ્યારે તે તેઓ પર આવી પડશે ત્યારે, "જેમ નુહના તથા લોટના દિવસોમાં થયું તેમ થશે." તેજ પ્રમાણે પ્રભુ ઇસુ પણ પુછે છે કે, "જ્યારે માણસનો દીકરો આવશે, ત્યારે તેને પૃથ્વી પર વિશ્વાસ જડશે શું?"

ખ્રીસ્તના પુનરાગમન પર્યંત ભવિષ્યમાં જગતની ચાલુ રહેનાર પરિસ્થિતિનો ચિતાર દેવે ઉપરના શાસ્ત્ર-લેખોમાં જણાવ્યો છે. એ ઉપરથી પુનરાગમન આગમચ થનાર કહેવાતા હજાર વર્ષના શાંતિના રાજ્યની નિશાની સરખું કંઇ દેખાતું નથી.

વળી હાલની વીસમી સદીમાં પણ જગતમાં પ્રવર્તેલા અશાંત વાતાવરણ ઉપરથી પણ એ હજાર વર્ષના રાજ્યની કાંઈ આશા જણાતી નથી. દુનીયાપરનાં મોટાં મોટાં શહેરોની સ્થિતિ ખરેખર શોચનીય છે. બસો વરસની દરમિયાનમાં પણ ન્યુયોર્ક શહેરમાં હજુ અડધા પડધા લોકો દેવળમાં જનારા છે. દારૂ પીનારાઓની સંખ્યા એ કરતાં પણ વધુ છે, એમ કહેવાય. જગત પરના સૌથી મોટા લંડન શહેરમાં ત્રીસ લાખ માણસો દેવળમાં હજુ પગલું સરખું કરતા નથી. જર્મનીના બર્લીન શહેરમાં પચાસ હજાર માણસો દીઠ ફક્ત એક ધર્મસેવક કે પાળક આવી રહે છે. હવે જો દુનીયા પરની ત્રણ મોટી પ્રોટેસ્ટંટ પ્રજાઓની આવી સ્થિતિ છે, તો પછી હજાર વર્ષનું રાજ્ય ખ્રીસ્તના આગમન અગાઉ સ્થાપિત થવાની શી આશા બંધાય એમ છે? વળી દુષ્ટ પારીસ શહેર વિષે તો કહેવાનું જ શું? કાનસ્ટાનટીનોપલ છેક અધમાવસ્થામાં છે. આખો હિંદુસ્તાન હજુ મૂર્તિ-પૂજા કરવા પાછળ પડેલો છે. ચીન દેશમાં તો જુના રિત-રિવાજોનું ધર્માંધપણું ઘર કરી બેઠું છે. આફ્રિકા ખંડ આખો જંગલી અવસ્થા ભોગવી રહ્યો છે. તો પછી તે દેશોમાં હજાર વર્ષના રાજ્ય સંબંધી આપણા જેટલી યથાયોગ્ય

સમજણ કે પ્રકાશ ક્યારે ફેલાય એમ છે? વળી કહેવાતી ખ્રીસ્તી પ્રજાઓ પોતાનો સુવર્ણ સરખો શાંતિનો સમય આ જગત પર આણવા ક્યારે જાગૃત થાય એમ છે? એ માટે જો રાજાઓના રાજા ખ્રીસ્તના આગમન અગાઉનું આ પૃથ્વી પરનું હજાર વર્ષનું રાજ્ય એજ આપણે સારૂ દેવનો ઉત્તમોત્તમ ઠરાવ હોય, તો તો તેની અચળ ભવિષ્યવાતો નિરર્થક અતિશયોક્તિ સમાન તથા પવિત્ર શાસ્ત્ર એ કલ્પિત કવિત સમાન છે, એમ કહેવાય; પરંતુ પ્રભુની સ્તુતિ થાઓ કે, એમ નથી; ખ્રીસ્ત રાજા થોડીજ વારમાં આવનાર છે, ને તેનું રાજ્ય આપણી સૌથી ઉજવળ આશા કે અપેક્ષાઓ કરતાં અધિક મહિમાભરેલું થશે. વળી તે વેળા ખ્રીસ્ત પ્રભુની અતિ આકર્ષક તેજોમય પ્રતિમાથી આપણે સંતુષ્ટ થઈશું.



## અધ્યાય ૫ મો.



### ખ્રીસ્તના પુનરાગમનના સંબંધમાં કાઢવામાં આવતા વાંધા.

તે સંબંધીના વાંધાઓમાં નિચે આપેલા ભારે કડક હોય, એમ લાગે છે.

૧. જાણે પવિત્ર આત્મા પોતાના કાર્યની યોજના સંપૂર્ણ કરવા અશક્તિમાન હોય તથા જગતને દેવની ગમ ફેરવવાના તેના મહાન કાર્યમાં નિષ્ફળતા પામ્યો હોય, ને એમ બીજાં બીજાં સાધનો કે ઉપાયો યોજવા પડયા હોય,

તેવી રીતે એ સિદ્ધાંતના પ્રતિરોધીઓ કહે છે કે પુનરાગમન થકી પવિત્ર આત્માના કામનું અવમાન થાય છે. પરંતુ તેના જવાબમાં આજ દલીલ પુરતી છે કે આખા જગતને દેવની ગમ ફેરવવાનું કામ પવિત્ર આત્માએ હાથમાં લીધેલું નથી; પણ જગતમાંથી ખ્રીસ્તની મંડળીને તેડી કે નીવેડી દેવને સારૂ ખાસ લોક તૈયાર કરવાનું કામ તેનું છે. એ કામ પુરૂં થયા પછી તથા જેઓ સઘળા ઇસુને પોતાના તારનાર તરીકે સ્વીકારે છે તેઓને જગતમાંથી નીવેડી, ઉદ્ધાર કરી તથા સિદ્ધ કરી રહ્યા પછી બીજો યુગ શરૂ થશે; એટલે ઈસુ રાજ્ય કરવા તથા પૂર્વના પોતાના ઈસ્રાએલી લોકોને તેમના હકદાવા સિદ્ધ કરાવવા તથા અમૂલ્ય સંજોગો પ્રાપ્ત કરાવવા સારૂ તેમની પુનઃસ્થાપના કરશે. તે વેળા પછી પવિત્ર આત્માનું કામ બંધ થશે એમ નહિ, કેમકે તે તો આપણી સાથે સદા રહેનાર છે, ને વળી આવનાર યુગોમાં તેની કૃપા તથા સામર્થ્ય અનુભવવાના અપરિમિત તથા વધારે મહિમાસંપન્ન સંજોગોની પ્રાપ્તિ આપણને થશે.

૨. એવો વાંધો કાઢવામાં આવે છે કે, એ સિદ્ધાંતની માન્યતાથકી જગત પર સુવાર્તા ફેલાવવા અર્થેની સંસ્થાઓની પ્રગતિ અટકે છે તથા મંડળીની મહિમાવંત આશા કે અપેક્ષાઓનો પાયો અસ્થિર થાય છે. પરંતુ તેથી ઉલટુ એવી માન્યતાથકી તો પોતાના પ્રભુના આકાશમાં પ્રગટ થવાની વેળાએ પ્રાપ્ત થનાર પરમ મહિમાની આશા મંડળીની આગળ ખુલ્લી મુકવામાં આવે છે. વળી તે થકી મંડળીને પ્રગતિ કરવાનું ફરમાન મળે છે; તે થકી તે વહેલું

થાય એ સારૂ તથા જગત તેને સારૂ પુરેપુરૂં તૈયાર થઈ જાય, એ સારૂ મંડળી ઉત્કંઠિત રહે છે. વળી તે કાર્યને સારૂ આશ્વાસન દેવાની ખાતર ખ્રીસ્ત પોતે મંડળીને કહેતો ગયો છે કે, જ્યારે તારણની સુવાર્તાનો એ સંદેશો આખા જગતમાં પ્રગટ કરાઈ રહેશે, તે પછી અંત આવશે. વળી વાસ્તવિક રીતે જોતાં હાલના સમયમાં સુવાર્તાનો પ્રસાર કરવા દેશોદેશ નીકળી પડેલા સુવાર્ત્તિકોનો મોટો ભાગ એ સિદ્ધાંતની માન્યતા ધરાવે છે, એટલુંજ નહિ, પણ પ્રભુ ઈસુના પુનરાગમનની ધન્ય આશામાં હરખાઈ આખા જગતમાં સુવાર્તાનો સંદેશો પહોંચાડવાના કામમાં તે આશાને લીધે વધારે ઉત્સાહ ધરાવતા થયા છે. તેમજ વળી તેઓને એ વાતથી એવું આશ્વાસન મળે છે કે, આખી માનવજાતને દેવની ગમ ફેરવવાનું અમારૂં કામ નથી; પરંતુ સર્વ દેશનાઓને સુવાર્તા પ્રગટ કરી તારણ પામવાની ઇચ્છા રાખનારાઓમાંના પ્રત્યેક જણને તારણ પામવાનો લાગ પ્રાપ્ત કરાવવાનું અમારૂં કામ છે. તથાપિ જો તેમને ખબર પડે કે હાલની સંસ્થાઓ આખા જગતનું તારણ સાધવાના કામમાં ફળિભૂત થાય, ત્યાં સુધી ખ્રીસ્તના આગમનની વાટ જગતને જોતા રહેવાની હોય, તો તો તેઓ એ કામનો વિસ્તાર જોઇ ભયગ્રસ્ત તથા આશ્ચર્યચકિત થયા વિના રહે નહિ; કારણકે આખી પૃથ્વીની કુલ વસ્તીથી ત્રણ ગણી સંખ્યાના લોકો દરેક સૈકાની દરમિયાન તારણ પામ્યા વિના અનંતકાળમાં પ્રવેશ કરી જાય છે. એ માટે આ વાત નિશ્ચયપૂર્વક છે કે, ખ્રીસ્તના આગમન થકી સુવાર્તાના પ્રસાર અર્થેની સંસ્થાઓની પ્રગતિ અટકતી નથી; પરંતુ તેને આસરેતો આ

જગત પર કદી નહિ જોવામાં આવેલી તથા પૂર્ણ તથા અતિ સાર્થક એવી સુવાર્તા પ્રસારક સંસ્થા દાખલ થનાર છે. તે કૃપાસંપન્ન ઇશ્વરી સંસ્થાને યોગે સઘળા વિદેશીઓ ખ્રીસ્તને શરણે લાવવામાં આવશે. તે વેળા સઘળી દેશજાતિઓ ખ્રીસ્તમાં આશીર્વાદિત થશે, ને સઘળા લોકો તેને ધન્ય કહેશે. તો આ વિનાશને સારૂ સિદ્ધ મુકાયલી માનવજાતના પરમ હિતેચ્છુઓએ તથા તેના તારણને અર્થે દિલસોજી ધરાવનારાઓએ તો ખ્રીસ્તના એ આગમનની ધન્ય તથા સર્વોત્તમ આશાને સારૂ અધિક ઉત્કંઠિત થવું જોઇએ.

૩. એવો વાંધો કાઢવામાં આવે છે કે, એ સિદ્ધાંતની માન્યતાથકી ધર્માંધપણા કે ધર્મ સંબંધીની ખોટી આસ્થામાં ખેંચાઈ જવાનો સંભવ રહે છે. એવું તો છે કે, હરકોઇ ઉત્તમ વસ્તુ માણસના હાથે દુષિત થાય છે. પરંતુ એ સિદ્ધાંત પરના ગંભીર તથા શાસ્ત્રાનુમત વિશ્વાસથકી દાંભિક આસ્થા તથા સ્વચ્છંદપણામાં ખેંચાઈ જવાનો બીલકુલ સંભવ નથી, એમ કહેવાય. તથાપિ ખ્રીસ્તના પુનરાગમનના સંબંધમાં ભવિષ્ય ભાખનાર થઈ બેસવાની તથા લખ્યા કરતાં અધિક વિચારવાનું અતિ શાણપણ દુર કરવાની સાવધગીરી રાખવાની જરૂર છે. તેમ છતાં યાદ રાખીએ કે, તે ઉપરથી દેવના પુરા સત્ય તથા સુર્વાતાની શાહેદી પુરવામાં શેતાનના ધાકથકી બીહી જવાનું આપણને કંઇ પણ કારણ નથી. તથાપિ એટલું તો ખરૂં કે એની માન્યતાથી આપણે વિચિત્ર કે જુદા પડતા માણસો ગણાઇશું. તથાપિ તે આશા થકી આપણામાંથી જગતનો મોહ દુર થશે, ને

તેથી આપણે વિમુખ થઈશું. તથાપિ જો લોકો એને અતિ આસ્થા ગણી કાઢે, તો તો તેવી આસ્થા આપણામાં ભલેને વધારે આવતી.

૪. વળી એવો પણ વાંધો કાઢવામાં આવે છે કે, એ સિદ્ધાંતની માન્યતાથકા માણસના અંતઃકરણમાં તથા ખ્રીસ્તની મંડળીની મધ્યે ઐહિક તેમજ દૈહિક સુખની આશા ઉમેદો ઉત્પન્ન થાય છે, તે કારણથી તે અનિશ્ચિત તથા દૈહિક ભાવસુચક છે. ખ્રીસ્ત પોતે જ્યારે આ પૃથ્વી પર હતો, ત્યારે પોતાના શિષ્યોને મસીહના એટલે પોતાના રાજ્ય બંધારણ સંબંધી દૈહિક આશા કે અપેક્ષાઓ રાખવાના તેમના ઇરાદાઓને લીધે ઠપકો દીધો હતો, ને તે કરતાં જે ઉત્તમ આત્મિક રાજ્ય તથા સ્વર્ગી ઘરની વાટ જોવાનું ફરમાવ્યું હતું. તથાપિ આપણે જેઓ શાસ્ત્રને આધારે માનીએ છીએ કે ખ્રીસ્તનું પુનરાગમન છેક પાસે છે તેઓ હજાર વર્ષના રાજ્યના સંબંધમાં અપવિત્ર કે દૈહિક ભાવનાનો સંકલ્પ કરતા નથી, તેમજ તેવું શિક્ષણ બીજાઓને આપતા નથી. તે વેળાએ તો દેવના પવિત્ર સંતોનાં શરીરો આત્મિક તથા ખ્રીસ્તના જેવાં થશે. વળી એ વાંધો કાઢનારાઓને અમારે એટલું કહેવાનું છે કે, જો ખ્રીસ્ત પોતે પોતાના દષ્ય શરીરે સ્વર્ગી ધામે ચઢી ગયો, ને તેજ શરીરમાં દેવ બાપને જમણે હાથે સર્વ સૃષ્ટિનું કેન્દ્ર તથા સૌંદર્યતાની સંપૂર્ણતાનો ઝરો થઈ બેઠો છે, તો આપણે આપણા પ્રભુ ઈસુના કરતાં અધિક આત્મિક તથા પવિત્ર હોવાનો દાવો કરીએ, તે પોકળ દંભ કે આડંબર સિવાય બીજું કંઈ હોય ખરૂં ?

હજાર વર્ષના રાજ્યમાં સર્વ વસ્તુસ્થિતિ આત્મિક થશે, ને ખ્રીસ્તના કીધેલા ઉદ્ધારનો ખરેખરો મનોરથ તથા પ્રધારણા એવીજ છે કે, "આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તના આવવા સુધી આપણો આત્મા તથા પ્રાણ તથા શરીર સંપૂર્ણ તથા નિર્દોષ રખાય." તે વખતે આખી પૃથ્વી પ્રભુના મહિમાથી ભરપુર થશે.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.

---

### ખ્રીસ્તના પુનરાગમનની નિશાનીઓ.

ખ્રીસ્તના પાછા આવવાનો દિવસ તથા ઘડી પ્રગટ થયા વિનાનાં રહેશે, એમ છતાં પણ દેવના દીકરાઓ અંધારામાં નથી, કે તે દિવસ ચોરની પેઠે તેઓ પર આવે." પરંતુ જેમ અંતનો સમય આવતો જશે તેમ "કોઈ પણ દુષ્ટ સમજ પકડશે નહિ; પણ જ્ઞાની જનો સમજ પકડશે."

તેના આગમનના સંબંધના બનાવોનો મુકરર અનુક્રમ જણાવેલો છે. ખ્રીસ્ત પ્રથમ પોતાના જે સેવકો તેની વાટ જુએ છે તેઓને તેડી જવા સારૂ આવશે, ને એ જીવતા રહેનારાઓ તથા પ્રભુમાં મરણ પામેલાઓ ઉત્થાન પામીને પોતાના તારનારને ગગનમાં મળવા સારૂ તણાઈ જશે. પરંતુ દુષ્ટો તથા મંડળીમાંના કેવળ નામે ઓળખાનારા ખ્રીસ્તી લોકો તથા પ્રજાઓનો સમુદાય પડતો મુકાઈ જગતમાં પોતાના દિવસો નિર્ગમન કરતા રહેશે, ને તેઓની મધ્યેથી ગયલું દેવના થોડા લોકોનું ટોળું લઈ લેવામાં આવેલું હશે

તેની ખોટ તેઓને જણાશે પણ નહિ. ત્યાર પછી કેટલાએક ન્યાયચૂકાદા તથા ચેતવણીઓનો આરંભ થશે જેનો અંત ખ્રીસ્તના પરાક્રમ તથા મહિમાસહિતના આકાશથી ઉતરવાના વખતે થશે. વળી તે વેળાએ તેના બહાર પડેલા શત્રુઓ વિરૂદ્ધનો યથાયોગ્ય ન્યાયચૂકાદો તથા આ પૃથ્વી પરના તેના દૃષ્ય રાજ્યનો આરંભ થશે. એમ ખ્રીસ્તનું બે વારનું આગમન હવે પછી થનાર છે. એક તો પોતાના લોકોને તેડી જવા માટેનું ને બીજું આખા જગતની આગળ પ્રગટ થવા માટેનું. હવે પછીના પહેલા આગમનની વેળાએ ખ્રીસ્ત વરરાજા તરીકે તથા તે પછીના બીજા આગમનની વેળાએ રાજા તથા ન્યાયાધિશ તરીકે આવશે. અત્યાર પછીના પહેલા આગમનની નિશાનીઓ બીજાને લાગુ પડતી નથી. પહેલા આગમન વિષેનું વર્ણન બીજાના જેવું બારીક રીતે કરેલું નથી; પરંતુ પહેલું તો ત્વરિત કે અવિલંબિત તથા અનિશ્ચિત છે, એટલે કે ગમે તે સમયે થાય. ઇસુના આગમન સંબંધીની કેટલીએક અગત્યની નિશાનીઓ કયારનીએ પુરી થઈ છે. જેવીકે:–

૧. દાનીએલ ભવિષ્યવાદીના સંદર્શનમાં સુચવેલા રાજ્ય સંબંધીના ફેરફારો તથા વૃદ્ધિઓને લગતી એકે એક નિશાની દૃષ્ય રીતે પુરી થઈ ગઈ છે. મહાન સામ્રાજ્યો હયાતીમાં આવી વિનાશ પામી ગયાં છે, ને તેમની પછી થનાર નાનાં રાજ્યો તે મહાન રાજ્યોની આણ નીચેના મુલકો પર હમણાં પોતાની સત્તા જમાવતાં જાય છે.

૨. "ધર્મનો ત્યાગ" જે છેલ્લા દિવસોમાં થનાર છે, એવું ભવિષ્ય ભાખેલું છે તેની કયારનીએ શરૂઆત થઇ

ચૂકી છે. રૂમના પાપઓની સર્વોપરી સત્તાનો અમલ સર્વાંશે પુરો થઇ ચૂકયો છે. વળી મુસલમાની સત્તાની ચઢતી પડતીના સમયો આવી જતા રહ્યા છે; ને એ આત્મિક રીતિએ વર્ણવેલી યુફ્રેટીસ નદીનાં પાણી દેવના રાજ્યમાન લોકોની વાટ તૈયાર કરવાને દરરોજ સુકાતાં જાય છે.

૪. યહુદી લોકોના સંબંધની નિશાનીઓ પણ કંઇ ઓછી પ્રસિદ્ધ નથી. યાકુબ ( ઇસ્રાએલ લોકો ) પોતાનું મુખ બેથેલ ભણી ફેરવતો માલમ પડે છે, ને યરૂશાલેમ પોતાની સૌંદર્યતાયુકત સ્થિતિ ફરી પાછી ધારણ કરવાની તૈયારી કરી રહ્યું છે. તેના દીકરાઓ ધીમે ધીમે એકઠા થતા જાય છે. વળી તેઓ પ્રત્યે ઇર્ષાની દષ્ટિએ જોનારી પ્રજાઓ પણ પોતાના દેશોમાંથી તેઓના નિર્ગમનને સારૂ સગવડતા કરાવી અજાણતાં ભવિષ્યવાતોની પરિપૂર્ણતા કરાવે છે.

૫. જ્ઞાનની વૃદ્ધિ સંબંધીની નિશાણીઓ પણ ઓછી પ્રસિદ્ધિમાં આવેલી નથી. દાનીયેલ કહે છે તેમ જ્ઞાનની વૃદ્ધિ અધિક થઈ છે, ને ઘણા આમ તેમ દોડે છે. વળી આ જગતના તત્ત્વવાદીઓ પશુમાંથી થતી મનુષ્યની ક્રમિક વૃદ્ધિની ચર્ચાઓ ચલાવતા જાય છે, ને તેઓ કહે છે કે સંધાં વાનાં હતાં એમનાં એમ છે, ને સૃષ્ટિ કે કુદરત અવિનાશી તથા પ્રકૃતિમય છે.

૬. નીતિ સંબંધીની નિશાનીઓ દાનીયેલ ભવિષ્યવાદીના ચિતાર કરતાં પણ અધિક પ્રસિદ્ધ થઈ છે. " દુષ્ટો દુષ્ટતા કરશે" એ વાત હાલમાં સર્વાંશે પુરી થઈ છે; કેમકે ભુંડાઇના વિવિધ તથા જબરજસ્ત પ્રકાર માણસની નૈતિક

સમજબુદ્ધિને ચોંકાવનારા છે. વળી પ્રાકૃતિક શોધખોળોની પેઠે ભુંડાઈ તેની પરિસિમાએ પહોંચી ગઈ છે.

૭. ધર્મ સંબંધીની નિશાનીઓ વધારે ને વધારે દષ્ટિગોચર થતી જાય છે. સાર્વત્રિક મંડળીની સ્થિતિ કેવળ હુંફાળી છે, ને જગીક ભાવ ખૂબ જામ્યો છે. કેવળ થોડાએકના સંબંધમાં કહી શકાય એમ છે કે, તેઓ પવિત્રાઈની ઉત્કંઠા ધરાવે છે. સુવાર્તાપ્રસાર અર્થેની જંગી સંસ્થાઓ તથા માણસના દીકરાના આવવાનો દિવસ નજીક છે એવું સુચવનારા ભવિષ્યોની નિશાનીઓ હાલના જમાનાનાં અપૂર્વ લક્ષણો છે, એમ કહીએ તો ચાલે

૮. વળી છેલ્લું ખ્રીસ્તના આકાશમાં વહેલા પ્રગટ થવાની ચાહના કરનારાઓની ઉત્કંઠા કે આતુરતા આખા જગત પર દિન પ્રતિ દિન ફેલાતી જાય છે—જેવી ખ્રીસ્ત પ્રભુના બેથલેહેમમાંના પહેલા આગમનના સમય આગમચ આખા યહુદાના તથા જગતના વિધર્મી દેશોના લોકોમાં પસરી હતી. હા, પ્રભાતનો પ્રકાશિત તારો પૂર્વમાં દષ્ટિએ પડે છે, એમ કહીએ તો તે ખોટું નહિ ગણાય; કેમકે અજવાળાના દીકરાઓએ વિશ્વાસની આંતર દષ્ટિએ તે નિહાળ્યો છે; ને એવો પોકાર જાણે કાને પડતો હોય કે, "રાત ઘણી ગઈ છે, અને દિવસ પાસે છે;" ને થોડીજ વારમાં દેવનો દીકરો આકાશમાંથી ઉતરી આવી આ પૃથ્વીને હજાર વર્ષના શાંતિના રાજ્યના મહિમાથી ભરપુર કરશે.



## અધ્યાય ૭ મો.

---

### ઇસુના પુનરાગમનદ્વારા પ્રાપ્ત થનાર આશીર્વાદો.

૧. પુનરાગમનને યોગે આપણને આપણા પ્રિય તારનાર ઇસુની ભેટ થશે. તેની અનુપમ ભેટ થકી આપણને પ્રાપ્ત થનાર આશીર્વાદ સર્વોત્તમ છે, એમ કહીએ તો ચાલે. સુવાર્તાના બીજા ભાગોની પેઠે પુનરાગમન પણ ઇસુ વિષેની સુવાર્તા કે વધામણી છે. આપણને પ્રાપ્ત થનાર ઝભ્ભાઓ તથા સોનરી મુગટો તથા ઉત્થાન પામેલાં શરીરો તથા આપણી અગાઉ ગયલા મિત્રોનો મેળાપ, એમાનું કોઇ પણ વાનું આનંદ કરવાનું મુખ્ય કારણ થશે એમ નહિ, પણ

> આવે છે તું દેખાશું અમ તુજને;
> ને થઇશું અમ તુજ સમ તે દિને.

એમાં દર્શાવેલી ધન્ય આશા અત્યુત્તમ આનંદ કરવાનું કારણ થશે.

૨. પુનરાગમનને યોગે આપણા મિત્રો સાથેનો પુનર્મેળાપ થશે. તે સંબંધી લખેલું છે કે, "ઇસુમાં જેઓ ઉંઘી ગયા તેઓને પણ દેવ તેની સાથે લાવશે." તેઓ સજીવન થશે, ને આપણને તેમની ઓળખ થશે. તેઓને મહિમાસંપન્ન સૌંદર્યતા પ્રાપ્ત થશે, ને સદા સર્વકાળ સુધી તેઓ આપણી સાથે રહેશે. પુરાતન કાળના દેવના સદ્ભકતો એટલું જ નહિ, પણ જેઓ થોડી વાર અગાઉ દેવના રાજ્યમાં પ્રવેશ કરી ગયા છે તેઓ સુદ્ધાં, એટલે સર્વ જમાનાનાં સુભકત સ્ત્રીપુરૂષો જેમની ઓળખાણ કરવા

આપણે ઉત્કંઠિત રહીએ છીએ, તેઓ સર્વને આપણે ભેટીશું. કેવું ધન્યતા તથા દેવની પ્રસન્નતા પામેલું વિશાળ કુટુંબ તે થશે. !

હજારો હજારનાં સૈન્યો પામેલા જે ઉદ્ધાર,
શ્વેત વસ્ત્ર થકી વેષ્ટિત ખુંદે છે પ્રકાશિત દ્વાર;
અરે જૂઓ તે થશે કેવી અતિ હર્ષિત ભેટ;
જ્યારે જઈ મળીશું તેમને સ્વર્ગીકનાનને કાંઠે.

પામેલા સ્વસંબંધીઓથી વિયોગ જે અહિયાં;
કેવો ધન્ય યોગ ત્યાંનો થાય ન કદાપિ વિયોગજ જ્યાં.

૩. પુનરાગમનને યોગે સંપૂર્ણ કીધેલા તથા ખ્રીસ્તની પ્રતિમામાં પુનઃસ્થાપિત થયલા તથા તેના સરખા તેજોમય તથા દોષ, ખામી કે અપૂર્ણતાથી મુક્ત થયલા તથા પરીક્ષણોથી તદન અળગા કરાયલા તથા પતિતાવસ્થાથી વિમુખ થયલા તથા અવાચ્ય ધન્યતાથી સ્ફુરિત થયલા આત્માઓ આપણને પ્રાપ્ત થશે. આપણે તે વેળા ખ્રીસ્તની સંપૂર્ણ કે આબેહુબ પ્રતિમા ધારણ કરીશું. ત્યારે આપણે જેમ જણાયલા છીએ તેમ જાણીશું; જેવો તે પવિત્ર છે તેવા આપણે પવિત્ર થઇશું; આપણને તેનું સામર્થ્ય તથા સૌંદર્ય તથા પૂર્ણ પ્રેમ પ્રાપ્ત થશે. તે વેળા આખું વિશ્વમંડળ આપણને નિહાળશે; ને હલવાનના મહિમાથી ઉતરતો મહિમા પવિત્ર મંડળી એટલે ખ્રીસ્તની કન્યાનો થશે.

૪. પુનરાગમનને યોગે આપણને સંપૂર્ણ કીધેલા દેહો પ્રાપ્ત થશે. વળી આપણે તેના ઉત્થાનના સંપૂર્ણ જીવનથી વેષ્ટિત થઇશું. દુઃખ કે પીડાનું સ્મરણ સરખું આપણને તે

વેળા રહેશે નહિ; આપણામાં અપાર સામર્થ્યનું સ્ફુરણ થશે; આપણાં હૃદયો પણ અમરપણાના જીવનની પુષ્કળતાથી સ્ફુરિત થશે. તે વેળાએ આભાળ કે અંતર રહેશે નહિ; નવા યરૂશાલેમના રસ્તાઓની લંબાઈ તથા ચોડાઈ તથા ઉંચાઇ બરાબર છે. આપણાં શરીરો જે ખ્રીસ્તના મહિમાવાન શરીરની પ્રતિમા સરખાં થશે, તે પરમ પદ પામેલા આપણા આત્માને સંપૂર્ણ રીતે સાધનભૂત થશે.

૫. પુનરાગમનને યોગે આપણને અતિ મધુર તથા અત્યુત્તમ સેવા પ્રાપ્ત થશે. કેવળ આપણે પોતાને સારૂ પરમ હર્ષાનંદ પામી નિરૂદ્યમી રહીશું નહિ, પણ આપણે દેવને રાજ્યકારભાર તથા કાર્યવ્યવસ્થામાં ખ્રીસ્તની સાથે સહાય કરનારા થઈશું. આ પૃથ્વી પરના અનુભવોના પરમ આદર્શો કે ધ્યેયોની પરિપૂર્ણતા કરવા કદાચ આપણને ત્યાં પરવાનગી મળશે. વળી જે સેવાકાર્યો કરવાના પ્રયાસ તથા ઉત્કંઠા આ પૃથ્વી પર રહી કરતા હતા તેની પરિપૂર્ણતા ત્યાં કરવાનો લાગ મળશે; કેમકે તે વેળાએતો આપણને જોઇતાં સાધનોની પુષ્કળતા, અપરંપાર લાયકાત કે બુદ્ધિશક્તિ, અમિત કાર્યક્ષેત્ર, અવકાશ અને સર્વ ઉપરાંત દેવની પોતાની સમક્ષતાની તથા સર્વ શક્તિમાનપણાની સહાય નો ઉપયોગ કરવાના સુંદર સંજોગો પ્રાપ્ત થશે. પરંતુ હજાર વર્ષના રાજ્ય દરમ્યાન આપણું ધન્યતા-ભરેલું કામ તો દેવની સેવા કરવાનું તથા બીજાઓ પ્રત્યે આશીર્વાદરૂપ થવાનું તથા પૃથ્વી તેમજ આખી માનવજાતને સુખાનંદ, ન્યાયીપણું તથા સ્વર્ગ પ્રાપ્તિને સારૂ યથાયોગ્ય સ્થિતિ પ્રાપ્ત કરાવવાનું થશે.

૬. પુનરાગમનને યોગે સેતાનનો પૃથ્વી પરથી નિકાલ થશે. વળી તેને યોગે દેવના શત્રુ સેતાન તથા તેના દુષ્ટ આત્માઓ જેમના દ્વેષ તથા પરાક્રમે કરીને ઘણા જમાના સુધી અંધકાર તથા દુઃખ પીડામાં આ પૃથ્વી બંધાઇ રહી છે તેઓને સાંકળોથી બાંધી ઉંડા ખાડામાં પુરવામાં આવશે. અરે, સેતાનની દુષ્ટ હાજરીમાંથી એક દિવસનો પણ છુટકારો કે વિરામ કેવો મિષ્ટ થશે! જ્યારે આપણને તેનાથી નિરંતર જાગતા રહેવાની જરૂરિઆત રહેશે નહિ, ત્યારે આપણી લાગણીઓજ કેવી થશે! સેતાન રહિતની આ ભૂમિ પર તે વેળા ચાલવાનું કેવું હર્ષભર્યું થશે! હે પ્રભુ, તું તે મહિમાવાન દિવસ વહેલો લાવ.

૭. પુનરાગમનને યોગે આખી માનવજાતને તથા સર્વ સૃષ્ટિને કેવા કેવા આશીર્વાદોની પ્રાપ્તિ થશે! તેને યોગે પાપનાં તથા દુઃખપીડાનાં ભયંકર રમખાણો કે કરૂણામય બનાવો થતા અટકશે; તરવારો મ્યાનમાં ઘાલવામાં આવશે; બંદિવાનોને છુટકારો પ્રાપ્ત થશે; કેદખાનાં તથા ઇસ્પીતાલો બંધ કરવામાં આવશે; ને સેતાન તથા તેનો સહાનુચારી મરણ બંદિખાને નંખાશે. તે વેળાએ આખી પૃથ્વીની સપાટી સૌંદર્યતા તથા મહિમાથી ભરપુર થશે; ને નાશ પામતી દેશ જાતિઓને સુવાર્તાનો સંદેશો પ્રગટ કરવામાં આવશે તેથી તેઓ દેવની ગમ ફરશે; દુઃખ સંતાપ તથા દુષ્ટતામાં સડતું આ જગત પ્રકાશિત તથા હર્ષિત થશે.

થશે નહિ કદી ત્યાં શોક કે રૂદન;
હોશે નહિ ત્યાં કદી પણ દુઃખ યા પીડન.

રહેશે નહિ ત્યાં કદી મોત યા જરણ;
હોશે નહિ ત્યાં કદી દોષનું કંઇજ કારણ.

થયેલાં વિજોગ મનુષ્યનાં જે હૃદય;
જોડાશે ત્યાં અનંત પ્રેમની માંય.
થયેલાં હૃદય જે વેદીનાં અર્પણ;
થશે સિદ્ધ લેવા સ્વર્ગી તાજનાં ત્યા દાન.

શેતાન ન લાવશે પરીક્ષણ અમ પર;
પાપ ન પામશે વિજય કાળાંનરે પણ.
થશે આનંદ તો ત્યાં સદાય;
થશે શોકને સંતાપ ત્યાં પુરાય.

થશે ઇસુ આપણો ત્યાં પરમ મહિમાય;
લાગશે ત્યાં આપણને જાણે સ્વર્ગજ ઇસુમાંય.
થશે ઇસુ એજ આપણી વિજય વાર્તા;
મુઓ જે સ્તંભે થઇ આપણો ત્રાતા.

આવે વહેલો તે હર્ષિત પ્રભાત;
યાચું પ્રભુ નવ આગમન થવા ત્વરિત.
કર વહેલી પુરી આ શોકની રાત્રી;
લાવી દે તે સ્વર્ગદિન ત્વરાથી.

આવે છે ઇસુ તે વાત પુરી નિશ્ચિત;
હા, હા આગમન તેનું છે છેક ત્વરિત.
અરે, ચાલો ચાલતો પુરી શુદ્ધતાની;
રાખો સાચવી મુગટો જે આસ્માની.

ઇસુ પ્યારા છીએ અમ ચોકી પર અમારી;
ઉત્કંઠા ધરી હૃદયે આવવાના જે ઘડી તારી.
થશે તે વારી પુરી આ રૂદનરાત્રી અમારી;
જઇશું પહોંચી સ્વર્ગી ઘેર જે વારી.

## અધ્યાય ૮ મો.

**ઇસુનું પુનરાગમન જે છેક વહેલું થનાર છે તે સંબંધીનાં બોધવચનો.**

૧. તેને સારૂ આપણે તૈયાર થઈ રહીએ. "હલવાનના લગ્નનો દિવસ આવ્યો છે, ને તેની કન્યાએ પોતાને તૈયાર કીધી છે, અને તે તેજસ્વી તથા શુદ્ધ કુમારી વસ્ત્ર પહેરે એમ તેણીને અપાયું." દેવની સ્તુતિ થાઓ કે, ઝભ્ભાઓ અપાયા છે, તેથી આપણે તે પહેરી લઇએ. તે શ્વેત ઝભ્ભાઓ પવિત્રતા કે ન્યાયીપણું સુચવે છે. મંડળી જે ખ્રીસ્તની કન્યા છે, તે તેમને પહેરી લે, એટલે હલવાનનું લગ્ન પાસેજ છે. હા, તેનું આગમન વહેલું થાય, એ માટે આપણે તે સંબંધી ખાસ પ્રયત્ન આદરીએ.

૨. તે સંબંધી જાગૃત રહીએ. "જુઓ ચોરની પેઠે હું આવું છું, જે જાગૃત રહે છે, ને પોતાનાં વસ્ત્ર એવાં રાખે છે કે પોતે નાગો ન ચાલે, ને તેની લાજ ન દેખાય, તેને ધન્ય છે." એ માટે આપણે તે લગ્ન પોષાક ઘડીવાર

પહેરી રાખીએ એમ નહિ, પણ હરઘડી પહેરેલો રાખી તેના આવવાની વાટ આતુરતાથી જોઈએ. તે સંબંધીનાં ખ્રીસ્તનાં આ વચનો યાદ રાખીએ. "જ્યારે આ વાતે થવા લાગે ત્યારે તમે નજર ઉઠાવીને તમારાં માથાં ઉંચાં કરો, (ને ડો. યંગ કરીને એક શાસ્ત્રનો ટીકાકાર કહે છે કે, તમારાં શરીર કમાન સરખાં વાળેલાં રાખો, એવો મૂળ ભાષામાં અર્થ છે) કેમકે તમારો ઉદ્ધાર પાસે આવ્યો છે."

આપણાં મુખ આકાશ ભણી ફેરવેલાં રાખવાં ને તે વળી એટલે સુધી કે આપણાં શરીરો કમાનની પેઠે વળેલાં રહે. મતલબ કે, આપણી વિશ્વાસની આંતર દૃષ્ટિ સદા આકાશ ભણી રાખવી, ને આખા માનવપણાએ તેના આવવાની અપેક્ષા રાખવી. એક સુભક્ત હબસી બાઈ વિષે એવું કહેવાય છે કે, જ્યારે તે દેવ વિષે વાત કરતી અથવા પ્રાર્થના કરતી ત્યારે તેનું આખું અંગ આકાશ ભણી કમાન સરખું વળેલું રહેતું.

૩. તેના આવવાના દિવસ સુધી વિશ્વાસુ થઈ રહો. તે વેળા દેવના વિશ્વાસુ સેવકોને બદલો મળનાર છે.

"આપણે પોતા વિષે સાવધાન રહીએ, એ માટે કે આપણે જે કામ કર્યું છે તેનો નાશ ન થાય, પણ પુરૂ પ્રતિફળ પામીએ." જે તારૂં છે તેને તું ધરી રાખ કે કોઈ તારો મુગટ લઈ લે નહિ."

પુરાતન મંડળીમાં ચાળીસ વિશ્વાસુ સિપાઈઓનું એક ટોળું હતું. તેઓ રૂમી સેનામાં હતા. ને ઈસુ ખ્રીસ્ત પરના વિશ્વાસની કબુલાત કીધી હતી તેને લીધે તેઓ પર મરણ-

દંડ ઠરાવવામાં આવ્યો. ટાઢથી તેમનું મરણ નીપજે, એ માટે તેમને બરફથી જામી ગયલા એક તળાવની વચ્ચોવચ ઉઘાડે શરીરે ઉભા રહેવાનું ફરમાવવામાં આવ્યું. પરંતુ જો તેમને પોતાના વિશ્વાસનો ત્યાગ કરવાનો વિચાર થાય, તો તે ભયંકર રાત્રીમાં ગમે તે પળે કાંઠા પર જઈ પોતાના ઉપરીને જણાવવાની છુટ આપવામાં આવી હતી.

પણ થયું શું કે, પહોરેક રાત ગઇ ત્યારે કાંઠા પર ઉભેલા તેમના ઉપરીએ તેઓની ભણી નજર કરી, તો તેને માલમ પડયું કે, દેવદૂતોનું ટોળું તે સિપાઈઓની ઉપર આચ્છાદાન કરીને અધર ઉભું હતું; અને જે વારે તેઓમાંનો એક મરણ પામી નીચે ઢળી પડતો તે વારે તે દૃઢ સુભક્ત વીરનરને માથે દૂતો મુગટ પહેરાવી તેને સ્વર્ગમાં લઈ જતા. તે વેળા આકાશમાં એવો સુસ્વર સંભળાતો હતો કે, "ચાળીસ સુભકત વીરનરો ને ચાળીસ મુગટો."

છેવટે એમ થયું કે, એક સિવાય બધા મુગટો પામી સ્વર્ગી ધામે ચઢી ગયા, પણ પેલો ચાળીસમો મુગટ ત્યાંનો ત્યાં અધર લટકતો રહ્યો. તે પામી લેનાર ત્યાં કોઈ હતું નહિ. ત્યારપછી કાંઠે ઉભેલા સિપાઈઓના ઉપરીએ માણસના પગલાંના જેવો અવાજ કાને પડતાં તે તરફ જોયું તો જુઓ! પેલા ચાલીસ જણમાંના એકે પોતાના પરમ પવિત્ર વિશ્વાસનો ત્યાગ કર્યો હતો ને ત્યાંથી નાસી આવી તેને પડખે ઉભો હતો. તેણે તેનું નામ નોંધી લીધું તો ખરૂં, પણ તેની સામે જરા વાર જોઈ રહી કહ્યું, "અરે મૂર્ખો, જેવો દેખાવ મારી

દષ્ટિએ પડયો તેવો જો તારી દષ્ટિએ પડયો હોત, તો હું તારો મુગટ આમ ખોઈ ન બેસત. પરંતુ તેણે કહ્યું, ના, તે મુગટ ગુમાવવામાં આવનાર નથી. લે તું આ મારી જગ્યા, ને હું ઘણી ખુશીથી તારી જગ્યા પસંદ કરી લઉં છું. એટલું કહેતાં વાર તે ખ્રીસ્ત પર વિશ્વાસ કરી મોતને શરણે થવા તથા સદા સર્વકાળનો અવિનાશી મહિમા લેવા તે જગ્યાએ જઈ ઉભો રહ્યો. ત્યાર પછી ફરીવાર દેવદૂતોએ એનોએજ સુસ્વર કાઢયો કે, " ચાળીસ સુભકત વીરનરો ને ચાળીસ મુગટો. તું મરણ સુધી વિશ્વાસુ થઇ રહે, ને તું જીવનનો મુગટ પામશે."

પ્રભુ કરેને ખ્રીસ્તના આવવાની વેળાએ આપણે કાને એવોજ સુસ્વર પડે!

અરે, એ હૃદયદ્રાવક વાત સાંભળી ખ્રીસ્તની કહેલી વાતનું સ્મરણ થાય છે કે, "જે તારૂં છે તેને તું ધરી રાખ કે કોઇ તારો મુગટ લઇ લે નહિ."

૪. ખ્રીસ્તના આગમનની ધન્ય આશાને સારૂ ખંત ધરાવો. આ જગતરૂપી ખેતરમાં કેટલું બધુ કામ કરવાનું છે. પ્રિય વાંચનાર, તમારા પોતાનાથી દેવના તે ધન્ય દિવસનું આગમન ત્વરિત કરાવી શકાય એમ છે. આ જગતને ચેતવણી આપવાનુ સૌથી અગત્યનું કામ હજુ અધુરૂં છે. ખ્રીસ્તની મંડળીને તૈયાર કરવાની છે. એ માટે ઉઠો, જાગૃત થાઓ ખ્રીસ્તી યોદ્ધાઓ. તમારી બુદ્ધિ, શક્તિ, સંપત તથા સમયનો દરેકે દરેક અંશ દેવને અર્પણ કરો. ખ્રીસ્તની સુવાર્તા દેશો દેશ

ફેલાવી દો. જો બને તો તમે પોતે તે સંદેશો ફેલાવવા જાઓ. જો એમ ન બને, તો તમારે બદલે બીજા કોઈને મોકલોજ મોકલો. પ્રભુ એવું કરો કે આપણુ સૌ ખ્રીસ્તીઓને માટે તથા આખા જગતને માટે વીસમી સદીનો આ ત્રીજો દસકો આપણા પ્રભુ તથા તારનાર ઇસુ ખ્રીસ્તના બીજી વારના આગમનને સારૂ અપૂર્વ તૈયારી કરવાનો થાય.

સમાપ્ત.

